ભાઈશ્રી

ઓચ્છવલાલ ગોરધનદાસ શાહ,

તમે મને પ્રેરણા અને પ્રોત્સાહન ન આપ્યાં હોત તો કદાચ આ પુસ્તકે જગતનો પ્રકાશ જ ન જોયો હોત. મારી હાર્દિક કૃતજ્ઞતા નિખાલસપણે પ્રગટ કર્યા વિના મારાથી રહી શકાય એમ ન હોવાથી આ પુસ્તકની આ ચોથી આવૃત્તિ મારા અંતરની એ સૂક્ષ્મ ભાવનાના પ્રતીક રૂપે તમને અર્પણ કરું છું.

ચાંપશી વિ. ઉદ્દેશી

# પ્રથમાવૃત્તિની પ્રસ્તાવના

અંગ્રેજીમાં એક કહેવત છે કે 'Life begins at sixty' એટલે કે 'સાચું જીવન તો સાઠ વર્ષ પછી જ શરૂ થાય છે.' મારી બાબતમાં આ વાત સાચી ઠરી છે. કોઈ પણ વિષયનો તાત્વિક રીતે વિચાર કરતો તો હું સાઠ વર્ષ પછી જ થયો હતો! એ પહેલાં તો હું દરેક બાબતનો વિચાર ઉપરછલ્લી રીતે જ કરતો અને કોઈક તણખલાની પેઠે, લાખો માનવીઓની જેમ, યુગપ્રવાહમાં તણાતો રહેતો.

પણ પ્રભુકૃપા કહો કે પૂર્વજન્મના સંસ્કાર કહો, જે કહો તે, પણ લગભગ સાઠ વર્ષની મારી ઉંમરે એક દિવસ 'ગાંધીજી દરેક બાબતનો તાત્વિક રીતે જ વિચાર કરતા' એવું ક્યાંક વાચતાં મારા મનમાં ઊગ્યું કે "હું એમ કરું છું ખરો?" નકારમાં જવાબ મળતાં મેં ત્યારે ને ત્યારે જ મનમાં ગાંઠ વાળી કે કોઈ પણ બાબતમાં બહાર દેખાતી સપાટી ઉપર કે પ્રચલિત માન્યતા ઉપર વિશ્વાસ ન રાખતાં એમાં ઊંડાં ઉતરવું, એનાં બધાં પાસાંઓને તાત્વિક દષ્ટિએ ચકાસવાં ને એ પછી જ એ બાબતની મૂલવણી કરવી. પરિણામે હું દરેક વાતને તાત્વિક દષ્ટિએ વિચારતાં શીખ્યો. અને પ્રભુકૃપાએ મારી એ ટેવ એ પછી તો ધીરે ધીરે પરિપક્વ બનતી ચાલી.

એ પછી તાત્વિક દષ્ટિએ મેં તારવેલા મારાં મંતવ્યો 'નવચેતન'ને પ્રથમ પાને દર માસે પ્રકટ કરવા માંડયાં. એ પ્રકારના લેખોને વાચકો તરફથી સારો આદર મળતાં મેં નિયમિત રૂપે એવા લેખો આપવા માંડયા.

અને પંચોતેર પૂરાં કરી છોતેરમાં હું પ્રવેશ્યો ત્યારે મારા એવા લેખોનો એક જ અંકમાં સંગ્રહ કરીને મેં જુલાઈ ૧૯૬૨નો

'નવચેતન'નો અંક 'તંત્રીચિન્તનાંક' રૂપે પ્રગટ કર્યો. એ અંક અંગે અતિ પ્રોત્સાહક ને પ્રશંસાજન્ય અભિપ્રાયો ચોમેરથી પત્રરૂપે મળેલા. છતાં કોઈ પણ પુસ્તકપ્રકાશકે પુસ્તક રૂપે પ્રગટ કરવાની માગણી મારી પાસે કેમ નહિ કરી હોય એની મને નવાઈ લાગતી હતી. આજે પણ આ પુસ્તક કદાચ જગતનો પ્રકાશ જોત નહિ, જો અમદાવાદના આપબળે આગળ વધેલા એક શ્રીમંત શ્રી ગોરજીવ-લાલ ગોરધનદાસ શાહે મારા ચિન્તનલેખો પુસ્તક રૂપે પ્રજા સમક્ષ મૂકવાનું મને સૂચન કરીને જોડે જોડે એના પ્રચારાર્થે પાંચસો રૂપિયાની આર્થિક સહાય આપવાની પોતાની મમતાભરી અને પરમાર્થી શુભેચ્છા સામેથી ન દર્શાવી હોત તો.

એટલે આ પુસ્તક પાંચસો પુસ્તકાલયોને અર્ધી કિંમતે આપવાની યોજના અમે બેઉએ ઘડી. આ રીતે આ પુસ્તકપ્રકાશનનો સાચો યશ તો પોતાની લક્ષ્મીનો પ્રજાના સંસ્કારઘડતર માટે સદુપયોગ કરી જાણનાર આ ઉદાર અને પ્રેમાળ સજ્જનને ફાળે જાય છે. પ્રભુ એમનું કલ્યાણ કરો!

આ વિચારણીય પુસ્તકને પ્રજા તરફથી જો સારો આવકાર સાંપડશે તો ભવિષ્યે આ પ્રકારનાં બીજાં પણ પ્રેરણાત્મક અને ચિન્તનપ્રેરક પુસ્તકો પ્રજાને ચરણે ધરવાની મારી અભિલાષા છે.

અમદાવાદ
તા. ૩-૧૨-'૬૮

ચાંપશી વિ. ઉદ્દેશી

## બીજી આવૃત્તિની પ્રસ્તાવના

માત્ર અઢી માસના ટૂંકા ગાળામાં જ આ પુસ્તકની પ્રથમાવૃત્તિની ૧૫૦૦ નકલો ખપી જતાં બીજી આવૃત્તિ કાઢવાની

ફરજ પડી છે એ સંતોષ અને આનંદનો વિષય છે. આ બીજી આવૃત્તિને પ્રસંગે જાહેર જનતાનો હાર્દિક આભાર માનવાની તક લઉં છું.

અમદાવાદ
તા. ૧૫-૪-'૬૯

ચાંપશી વિ. ઉદ્દેશી

## ત્રીજી આવૃત્તિની પ્રસ્તાવના

'૭૦ના નવેમ્બરમાં આ પુસ્તકની બીજી આવૃત્તિની ૧૧૦૦ નકલો ખપી જતાં આ ત્રીજી આવૃત્તિ કાઢવાનો સુઅવસર આવ્યો એ આવા વિચારણીય ચિંતનસાહિત્યને પ્રજા કંઈક આવકારતી થઈ છે એનું સુચિહ્ન છે. આ ત્રીજી આવૃત્તિ પ્રસંગે જાહેર જનતાનો આભાર માનવાની તક લઉં છું.

અમદાવાદ
તા. ૨૨-૨-'૭૧

ચાંપશી વિ. ઉદ્દેશી

## ચોથી આવૃત્તિની પ્રસ્તાવના

અનેક વ્યક્તિઓ અને કુટુંબોના ઘડતરમાં પ્રેરણા રૂપ બનનાર આ લોકપ્રિય ચિંતનપુસ્તકની ત્રીજી આવૃત્તિ એકાદ વર્ષ પહેલાં ખલાસ થઈ ગઈ હતી. ચોથી આવૃત્તિ એ પછી તુરત પ્રગટ કરવાનો ઈરાદો હતો, પણ સંજોગવશાત એ પહેલી માર્ચ '૭૪ને દિવસે પ્રગટ થાય છે.

આ પુસ્તક સમયસર તૈયાર કરી આપવા બદલ "શૈલેષ પ્રિન્ટરી"ના માલિકોનો હું આભારી છું.

અમદાવાદ
મહા શિવરાત્રી
તા. ૨૦-૨-'૭૪

ચાંપશી વિ. ઉદ્દેશી

# અનુક્રમ

# જીવનઘડતર

## આચાર અને વિચાર વચ્ચેનું અંતર

તમે માનો કે ન માનો, પણ રોજ બ રોજ દુનિયા વધારે બગડતી જાય છે. આનું કારણ એ કે વિચાર અને આચાર વચ્ચેનું અંતર પ્રતિ દિન સૂરજ ઊગ્યે વધતું જ જાય છે. દુનિયા દિવસોદિવસ વિચારમાં આગળ વધતી જાય છે અને આચારમાં પાછળ પડતી જાય છે. —વધતાં વધતાં આ અંતર એટલું તો વિશાળ બની જશે કે વિચારને આચાર સાથે જરા જેટલી યે નિસ્બત હોઈ શકે એવું માનવા દુનિયા સાફ ના પાડશે!

મહાન લેખકો, વિચારકો, તત્વચિંતકો અને વક્તાઓને દુનિયા પૂજે છે. તેમના વિચારો જાણવા પડાપડી કરે છે, પુસ્તકો ખરીદે છે, વર્તમાનપત્રો વાંચે છે, રેડિયો સાંભળે છે અને જાહેર સભાઓમાં જાય છે, જ્યારે પોતાના સિદ્ધાંતોને, જગતના જીવનકલહ વચ્ચે, આચારમાં મૂકવા મથતા અને દુનિયા સામે ઝઝૂમતા એકાદ ખૂણેખાંચરે પડેલા આચારવાન માનવીની જગતને કશી ગણતરી નથી! કારણ કે હવે તો દુનિયાને વિચારમાં જ કર્ત્તવ્યની ઇતિશ્રી આવી ગયેલી દેખાય છે. એથી આગળ કાંઈ કરવાનું જ હોતું નથી! મહાત્મા ગાંધી સરખી એકાદ આચારવાન વ્યક્તિને જગત પૂજે તેથી આચારનું કશું જ દળદર ફીટવાનું નથી. હવે તો એ સમય આવી ગયો છે કે દારૂના ગેરફાયદા પર લેખક દારૂ પીને કલમ ઉપાડી શકે અને દારૂને "દૈત્ય"

તરીકે સંબોધીને દુનિયાની છાતી પર આંગળી નાખનારા વિચારો ઝીંકી શકે!

દુનિયા પ્રગતિ નથી કરતી, પણ કંગાલ બનતી જાય છે; કેમ કે દંભનો પડદો ચીરીને જોવાની દુનિયાને હવે ટેવ કે ફુરસદ નથી કે નથી આચારનું મૂલ્ય સમજવાની તેને હૈયે ઝાંખી સરખી પણ તમન્ના!

આજના યુગમાં બિચારા આચારવાન માનવીઓ વિચારવાન માનવીઓના પગ તળે છુંદાતા છાની ચીસો પાડી રહ્યા છે! પણ વિચારના બુલંદ જયનાદમાં એ આર્તનાદો કોણ સાંભળે?

## વધારે ચઢિયાતી 'કેરીઅર'

પૈસો, પદવી કે પ્રતિષ્ઠા મેળવી આપનારી સિદ્ધિનાં સોપાન એક પછી એક ચઢતા રહી કોઈ આગળ વધતું જાય તેને માટે અંગ્રેજીમાં એક વિશિષ્ટ શબ્દ છે– "કેરીઅર." એ શબ્દનો સાદો ભાવાર્થ કરીએ તો "દુનિયાદારી રીતે આગળ વધવું" એવો જ કંઈક થઈ શકે. ગુજરાતીમા એને માટે "કારકિર્દી" શબ્દ વપરાય છે.

પણ એ કહેવાતી "કેરીઅર" કરતા અનેકગણી ઉચ્ચ અને પવિત્ર 'કેરીઅર' હવે આ જમાનામા આપણી નજર સમક્ષથી ખસી ગઈ છે. માતા, પિતા, પતિ, પત્ની, ભાઈ, ભગિની, પુત્ર, પુત્રી કે પુત્રવધૂ તરીકેનું ચુસ્ત કર્તવ્યપાલન અને એવાં કર્તવ્યપાલનાર્થે કરવો પડતો આત્મત્યાગ એ જીવનની ઊંચામા ઊંચી 'કેરીઅર' છે, એ સત્ય તો હવે આ દંભી જમાનામા લગભગ ભોંયતળે જ પડી ગયું છે!

પોતાનાં આંધળાં માબાપને કાવડમાં બેસાડી. શ્રવણે તીર્થયાત્રા કરાવી એ પુત્ર તરીકેની એની સર્વોત્તમ "કેરીઅર' હતી–એણે બી. એ. કે એમ. એ.ની ડીગ્રી નહોતી મેળવી છતાં.

આજ પણ આપણાં ગૃહોમાં આપણે કેટલેક સ્થળે જોઈએ છીએ કે ગૃહિણી પોતાના આખા કુટુમ્બ માટે સવારથી સાંજ સુધી વૈતરૂં કરે છે. સાસુસસરાની, પતિની અને બાળકોની સેવાસુશ્રુષા એ જ એના જીવનનું એકમાત્ર ધ્યેય હોય છે. કુટુમ્બ આખું રાત્રે જમી લીધા પછી જ્યારે ઊંઘવા માંડે ત્યારે એ ગૃહિણી પરમ સંતોષનો શ્વાસ લે છે અને સ્વજીવનનું સાર્થક્ય અનુભવે છે. સ્ત્રી તરીકેની આ તેની ઊંચામાં ઊંચી "કેરીઅર" છે અને બેરિસ્ટર, જજ કે લેડી ડૉક્ટર બનેલી કોઈ પણ મહિલાની "કેરીઅર" કરતાં એ વધારે પવિત્ર અને વધારે વંદનીય "કેરીઅર" છે.

વર્ષો પહેલાં "સોરેલ એન્ડ સન" નામે વોર્નર બ્રધર્સે તૈયાર કરેલું એક મૂક અંગ્રેજી ચિત્રપટ મેં જોયું હતું. એ ચિત્રનું વસ્તુ એવું હતું કે સોરેલ નામે એક ગરીબ વિધુરે પોતાના એકના એક પુત્રને દાક્તરી ભણાવ-વાના પૈસા મેળવવા માટે કરડા સ્વભાવની એક ધનવાન સ્ત્રીને ત્યાં વર્ષો સુધી નાચીઝ નોકરી કરી! તેણે જમીન પોતાનું, ફર્નિચર સાફ કરવાનું અને બીજાં કહેવાતાં અનેક હલકાં કામો કર્યાં, એ ધનવાન પણ નિષ્ઠુર બાઈનાં કાળજું પીંધનારાં કઠોર વચનો પણ એ ગળી જતો! અંતે એકનો એક પુત્ર દાક્તરીની પરીક્ષામાં દેશભરમાં પહેલે નંબરે

આવ્યો! એને ડૉક્ટરની પદવી એનાયત કરવાનો સરકારી સમારંભ યોજાયો. સોરેલે ઊંડા વાત્સલ્યભાવે પુત્રને કહ્યું: "દીકરા! મારે આ સમારંભ જોવો છે." પુત્રે શુષ્કભાવે જવાબ આપ્યો: "ત્યાં તમારાથી ન આવી શકાય; ત્યાં તો આમંત્રિતો જ આવી શકે." આથી એ પરમ પ્રેમાળ બાપે છાની રીતે એક ઝાડ પર ચઢી જે વિશાળ "હૉલ"માં સમારંભ હતો તેની બારીમાંથી પદવીદાનની ક્રિયા છાની રીતે જોઈ! પુત્રને મળેલા સન્માનથી એની આંખમાં હર્ષનાં આંસુ આવ્યાં. ચિત્રમાં એ વેળાનો "ક્લોઝ અપ"માં લેવાયેલો એનો ચહેરો અને એની આંખમાંનાં હર્ષાશ્રુ આજ બેતાળીસ વર્ષ પછી પણ મારી નજર સામે તરવરે છે! મને વિચાર આવે છે: "એ પિતા અને એ પુત્ર–એ બેમાં કોની "કેરીઅર" વધારે ઊંચી?" આત્મા જવાબ વાળે છે: 'નિઃશંક પિતાની જ."

ઝાંઝવાનાં જળ સમા પૈસો, પદવી અને પ્રતિષ્ઠા પાછળ દોડતી આજની આંધળી દુનિયા આ વધારે ચઢિયાતી "કેરીઅર"ને ફરી ઓળખતાં શીખે તો કેવું સારું!

## દેશદ્રોહનો એક સૂક્ષ્મ પ્રકાર

સાધારણ રીતે પોતાના દેશની વિરુદ્ધ કોઈ બોલે, લખે, આચરે કે શત્રુને પોતાના દેશનો કોઈ ભેદ સોંપી દે તેને આપણે "દેશદ્રોહી" લેખીએ છીએ. ઇતિહાસમાં આવા પ્રકારની દેશદ્રોહી વ્યક્તિઓનાં દૃષ્ટાંતો કોઈ કોઈ વાર મળી આવે છે.

પણ આ પ્રકારના "ઉઘાડા" દેશદ્રોહ સિવાય અન્ય અનેક પ્રકારના "સૂક્ષ્મ" દેશદ્રોહો પણ છે, જે આપણી નજરે ચઢતા નથી. યોગ્ય વ્યક્તિને યોગ્ય ઉત્તેજન ન આપવું એ પણ સૂક્ષ્મ દેશદ્રોહમાંનો જ એક છે.

તમને પ્રશ્ન થશે કે "કોઈને ઉત્તેજન ન આપીએ તેમાં વળી દેશદ્રોહ શાનો ? આપણી મરજી હોય તો ઉત્તેજન આપીએ અને મરજી ન હોય તો ન આપીએ."

આનો ઉત્તર હું તમને એક સરળ દૃષ્ટાંતથી આપીશ. ધારી લો કે તમારો એક બગીચો છે. તેમાંના રોપાઓને તમે સદંતર પાણી પાવાનું બંધ કરો તો શું પરિણામ આવે ? રોપાઓ જતે દહાડે નાશ પામે. પણ જો તમે તેમને નિયમિત પાણી પાતા રહો તો એ છોડવા જરૂર વધે ને ફૂલેફાલે. દેશને જો બગીચાની ઉપમા આપીએ તો એ દેશની પ્રત્યેક વ્યક્તિને એ બગીચાના એક રોપાની ઉપમા આપી શકાય અને ઉત્તેજન આપવાની ક્રિયાને પાણી પાવાની ક્રિયા સાથે સરખાવી શકાય.

સત્ય વાત તો એ છે કે માનવશક્તિના મૂળમાં ઉત્તેજન-રૂપી જળ સીંચાય તો જ એ શક્તિ બહાર આવે અને ફૂલેફાલે.

વ્યક્તિઓથી સમષ્ટિ બને છે. વ્યક્તિગત ગુણ અને વ્યક્તિગત વિકાસ લાંબે ગાળે અંતે સમષ્ટિગત વિકાસમાં પરિણમે છે. કોઈ પણ દેશની કોઈ પણ વ્યક્તિ એ દેશનું અત્યંત નાનું છતાં અત્યંત મહત્ત્વનું અંગ છે. એટલે ખરી રીતે તો વ્યક્તિનો વિકાસ એ અંશતઃ તો એના દેશનો

જ વિકાસ છે. અને વ્યક્તિવિકાસ યોગ્ય ઉત્તેજન વગર રૂંધાય છે, એ હકીકત છે. આનો અર્થ એ થયો કે વ્યક્તિને અપાયેલું યોગ્ય ઉત્તેજન દેશના વિકાસમાં પોતાનો ફાળો આપ્યા વિના રહેતું નથી.

પાશ્ચાત્ય દેશોની પ્રજા યોગ્ય ઉત્તેજનનું મહત્ત્વ પૂરેપૂરૂં સમજે છે. કલકત્તામાં "કલકત્તા રેન્જર્સ કલબ" નામે અંગ્રેજોની એક કલબની ક્રિકેટ, હોકી અને ફૂટબોલની મેચો નિયમિત રીતે પચીસ વર્ષ સુધી મેં જોયેલી ! તેની કદરદાનીમાં એ કલબે મને "સૌથી વધારે નિયમિત પ્રેક્ષક" ગણીને એક રૌપ્યચન્દ્રક અર્પણ કરેલો ! એમાં કદર કરવા જેવું શું હતું એ પ્રથમ તો મને સમજાયું નહિ. પણ એ જાતના મારા પ્રશ્નના ઉત્તરમાં એ કલબના પ્રમુખ શ્રી. બ્રુસ પીકે જ્યારે મને કહ્યું કે "You have done a lot, because as a spectetor you have been more regular than the players themselves and such regularity in anything deserves appreciation." [ "તમે તો ઘણું કર્યું છે, કેમ કે પ્રેક્ષક તરીકે પચીસ વર્ષ સુધી તમે રમનારાઓ કરતાં પણ વધુ નિયમિત રહ્યા છો અને કોઈ પણ ક્ષેત્રમાં આવી નિયમિતતા કદરને પાત્ર છે." ] ત્યારે જ મને મારી નિયમિતતાનું મૂલ્ય સમજાયું. આ રીતે જીવનના પ્રત્યેક ક્ષેત્રમાં નાની નાની બાબતોની કદર કરી, વ્યક્તિઓને પ્રોત્સાહન આપી તેમના વિકાસ દ્વારા પોતાના દેશને આગળ ધપાવવાનું કાર્ય, આપણુને ઉપલક્યા દૃષ્ટિએ ન દેખાય એ રીતે, પશ્ચિમના દેશો કરી રહ્યા છે.

કોઈ પણ વ્યક્તિ, કોઈ પણ સમાજ કે કોઈ પણ દેશ ગુણવાનના ગુણુ પ્રીછીને તેને ઉત્તેજવાની વૃત્તિ વિના વિકાસ સાધી શકે નહિ એ "સનાતન સત્ય" છે. અને આપણે ભારતવાસીઓ એ સત્યને જેટલું વહેલું સમજીને જેટલું વહેલું આચારમાં મૂકીશું તેટલો વહેલો આપણો ઉદ્ધાર થશે. યાદ રાખો કે જ્યારે જ્યારે તમે કોઈ પણ વ્યક્તિને કોઈ પણ ક્ષેત્રમાં ઉત્તેજન આપો છો ત્યારે ત્યારે તમે દેશને અદૃશ્ય રીતે મદદ કરી રહ્યા છો! આપણા મૃતપ્રાય ભારત દેશ માટે તો ઉત્તેજન એ "સંજીવની" છે.

## કયાં છે માનવતા? આ રહી કાગળો પર!

માનવહૈયામાં વસવાને બદલે કાગળ પર વસવાનો આ કળિકાળમાં માનવતાને શાપ મળેલો જણાય છે, કેમ કે આજના યુગનાં માનવીઓનાં હૈયાં વારવાર ઢંઢોળાયા છતાં પણ તેમાંથી માનવતા ભાગ્યે જ લાધે છે.

"હું માનવી છું ને મારો એકમાત્ર ધર્મ માનવતા જ છે." એ પવિત્ર જીવનવાક્ય આજના જમાનાનો માનવી છેક જ ભૂલી ગયેલો જણાય છે. એણે હૈયામાંથી માનવતાને દેશનિકાલ કરી છે. અને માનવતાને બીજે કયાંય સ્થાન ન મળતાં – તે પુસ્તકો અને સામયિકોના કાગળ પર, છબીઘરોના રૂપેરી પડદા પર અને નાટકના રંગમંચ પર જઈને વસી છે!

આપણા આજના જમાનાનો મોટાંમાં મોટો દોષ આચાર કરતાં વિચારને જ વધુ મહત્ત્વ આપવાનો છે. સારા

વિચાર જાહેરમાં પ્રગટ કરનારને કે કાગળ પર ઉતારનારને 'સારું' માન મળે છે, પણ સારા આચાર આચારનાર તરફ ભાગ્યે જ કોઈની દૃષ્ટિ ખેંચાય છે. આને કારણે જ માનવતાનું માનવહૈયામાં મૃત્યુ થયું છે અને માનવનાના ભૂત રૂપે તે અત્યારે કાગળ પર, રંગમંચ પર કે રૂપેરી પડદા પર વિહરે છે.

માનવતાનો નાશ કરવામાં વિશ્વયુદ્ધો જબરો ભાગ ભજવે છે. એવાં યુદ્ધો લાખો જીવોને યમસદન પહોંચાડીને જ સંતોષ નથી પામતાં, પણ માનવીના હૈયામાંથી માનવતાનું બિંદુ યે બિંદુ શોષી લઈને જ જંપે છે. એવાં યુદ્ધો કાળાં બજાર, સંઘરાખોરી, નફાખોરી, નૈતિક અધઃપતન વગેરે દુર્ગુણોને સહેલાઈથી માનવહૈયામાં રોપી દે છે, કેમ કે એવા દુર્ગુણોને અવરોધવા માનવતા ત્યાં હોતી નથી.

"સાધન" જ્યારે "સાધ્ય" બની જાય છે ત્યારે માનવતા છાનાં હીબકાં ભરે છે. દાખલા તરીકે પૈસો એ "સાધન" છે. પણ એ જ પૈસો જીવનમાં જ્યારે "સાધન"ને બદલે "સાધ્ય" બની જાય છે ત્યારે ભાઈ ભાઈનું ગળું કાપતા અચકાતો નથી! એ વેળા માનવતા છાનાં હીબકાં ભરી ભરીને કલ્પાંત કરે છે! પણ દાનવ બની ચૂકેલા માનવ પર એ હીબકાં કશી જ અસર કરતાં નથી! છાને ખૂણે રડી રડીને અંતે માનવતા માનવીના હૈયાઘરને તજીને બહાર નીકળી જાય છે અને એ પછી કોઈ નિર્વાસિતાની પેઠે કાગળ પર જઈને વસે છે.

તમે સારા લેખકોનાં પુસ્તકો વાંચશો તો એને પાને પાને માનવતા નીતરતી હશે. તમે એ લેખિનીઓ પર મુગ્ધ થઈ જશો! એવા લેખકો દેશ અને દુનિયાના તારણહાર છે એમ પણ તમે ઘડીભર માનતા થઈ જાઓ તો નવાઈ નહિ. પણ જ્યારે તમે એ લેખકોના જીવનમાં ડોકિયું કરી તેમના હૈયાને ઉકેલશો ત્યારે તમને જણાશે કે તેમાંના મોટા ભાગના લેખકોએ માનવતાને સ્વહૃદયમાંથી બહાર ફેંકી દઈને કાગળ પર વહેવા મૂકી દીધી છે અને પોતાના હૈયામાં એ હૈયાનિકાલ માનવતાને સ્થાને આધુનિક દુનિયાએ સર્જેલી સ્વાર્થી ભાવનાઓને રોપી દીધી છે! તમારાથી નિશ્વાસ મુકાઈ જશે. પણ તમને ખબર નથી કે એવા સેંકડો નિશ્વાસો મૂક્યા છતાં એ લેખકોએ પોતામાં રહેલી માનવતાનું કશું સાંભળ્યું જ નહોતું અને પરિણામે લાચાર બનીને જ એ માનવતા હવે તો કાગળ પર વસીને પોતાનું જીવન વીતાવી રહી છે.

"માનવી" મટીને "મહાન રાજદ્વારી નેતા" કે "વિદ્વાન" થનારા આજ તમને ઠેર ઠેર મળી આવશે, પણ "સાચો માનવી" શોધવા તમે મથશો તો મહાપ્રયાસે હજારમાંથી એકાદ માનવી તમને માનવતાસભર મળી આવશે! બાકીના નવસો નવાણું પોતાના હૈયાનું ખાલી ખોખું સ્વાર્થ અને આડંબરરૂપી કચરાથી ભરીને ગૌરવપૂર્વક પૃથ્વીપટ પર મહાલતા અને લક્ષ્મીદેવીની કે કીર્તિદેવીની જયમાળા સ્વીકારી મલકાતે મુખે જીવનને ધન્ય લેખતા તમારી નજરે પડશે. તમારાથી દુઃખી દિલે પુછાઈ જશેઃ "ક્યાં છે માન-

વતા ?" અને તમારા એ પ્રશ્નની મશ્કરી કરતો હોય એવો ક્રૂર અને પડઘા પાડતો ઉત્તર નેપથ્યેથી તમને સંભળાશેઃ "આ રહી કાગળ પર!"

## "આવતી કાલ" માટે જ "આજ" આવી છે

"There is always tomorrow" એવું એક અંગ્રેજી વાક્ય ક્યાંક વાંચ્યાનું કે સાંભળ્યાનું મને યાદ છે. "આવતી કાલ આવવાની છે," એ વાત જો આપણે યાદ રાખી શકીએ તો આપત્તિકાળમાં આપણને ઘણું ઘણું આશ્વાસન અને વિપુલ નૈતિક બળ મળી રહે.

કાળનો અને કુદરતનો એ નિયમ છે કે દુઃખ પછી સુખ અને તડકા પછી છાંયડો આપવાં. "આજ" જેમ અનંત નથી તેમ "દુઃખ" પણ અનંત નથી એ સત્ય ભૂલવા જેવું નથી. આજ પછી આવતી કાલ આવવાની જ છે અને દુઃખ પછી સુખ આવવાનું જ છે.

કાળ જેમ અનંત છે તેમ આશા પણ અમર છે. અને એ અમર આશાના ગર્ભમાં "આવતી કાલ" છુપાઈ છે. આશા એ જો માનવીનો જીવનતંતુ લેખાય તો "આવતી કાલ" પણ માનવીનો જીવનતંતુ શા માટે ન લેખાય? "આવતી કાલ" એટલે જ નવી આશા, કંઈક નવું, કંઈક "આજથી જુદું" અને "કંઈક પામવા સરખું" એ ભાવના નિરંતર સેવનાર માનવી જીવનમાં કદી હતાશા અનુભવતો નથી. એનો આશાદોર તો અતૂટ અને અખંડ રહે છે.

"આજ કંઈ વળ્યું નહિ" માટે "આવતી કાલે પણ

શું વળશે ?" એવું કદી ધારતા નહિ. કાલ નકામી જશે એવું કદી વિચારતા નહિ. સંભવ છે કે ભાવિએ તમારે માટે "આવતી કાલ" તમારી "આજ" કરતાં એટલી બધી જુદી ઘડી રાખી હોય કે ઘડીભર તો તમે વિસ્મય પામી જાઓ! તમે ન કલ્પેલું કદાચ આવતી કાલે બની પણ જાય! તમે ન ધારેલું કદાચ આવતી કાલે તમારી પાસે આવી પણ પડે! માટે સદૈવ "આવતી કાલ"માં શ્રદ્ધા રાખો.

ભૂતકાળની નિષ્ફળતાઓ અને ભૂતકાળનાં દુઃખો યાદ કરી કરીને નિશ્વાસ મૂકનાર અને દુઃખી થનાર માનવી ભૂલી જાય છે કે "ગઈ કાલ" ફરી આવવાની નથી તો આજે એનું દુઃખ શા માટે? અને "આવતી કાલ" તો હજી આવવાની છે તો એની આશા શા માટે નહિ? ભૂતકાળને ભૂલવો ને ભાવિમાં શ્રદ્ધા રાખવી એ જ જીવનને સુખી બનાવવાનો સાચો માર્ગ છે, બલ્કે તમારો ભૂતકાળ જો દુઃખી હશે તો સુખી ભાવિ જીવન આવવાનો વધારે સંભવ છે, કેમ કે દુઃખ પછી સુખ એ જ કાળચક્રની ગતિનો અટલ નિયમ છે.

કાજળઘેરી રાતમાં અટવાતો મુસાફર સારી રીતે જાણે છે કે મળસ્કું આવવાનું જ છે. એ રીતે "આજ"ના અંધકારમાં અટવાતા માનવીએ પણ ખાતરી રાખવાની છે કે "આવતી કાલરૂપી મળસ્કું" આવવાનું જ છે. જીવનની કોઈ પણ સ્થિતિ, જીવનનું કોઈ પણ દુઃખ, જીવનની કોઈ પણ નિરાશા અનંત કાળ સુધી ટકી રહેવા સર્જાયાં જ નથી. ક્ષણિક એ દુઃખ, ક્ષણિક એ નિરાશા કેવળ "આજે

પૂરતાં" જ છે એમ માની લઈને "આવતી કાલ" તરફ આશાની મીટ માંડીને જોનાર માનવી કદી હારતો નથી.

એટલે જ્યારે તમારું હૈયું સાવ બેસી ગયું હોય, જ્યારે તમારી ચારે બાજુ નિરાશાનાં પૂર ઉમટયાં હોય અને જ્યારે તમે હિંમત હારી જવાની અણી પર હો ત્યારે એટલું જ યાદ રાખજો કે "આવતી કાલ" માટે જ "આજ" આવી છે. અને "એ આવતી કાલ આજથી જુદી જ હશે.'

## સિદ્ધાંત માટે લડો! હક્ક માટે લડો!!

વર્ષો પહેલાં એક અંગ્રેજી ચોલપટમાં જોયેલો એક પ્રસંગ મારા મગજ પરથી ભૂંસાતો જ નથી! એક અમેરિકન યુવાન પોતાની પ્રેયસી સાથે બસમાં બેસી સહેલ-ગાહે જતો હતો. સિદ્ધાંતને ખાતર તેને ત્યાં અમુક વિરોધ ઉઠાવવો પડયો. તેમાંથી બોલાચાલી થઈ. સામાવાળાએ એકાદ હલકો શબ્દ કહ્યો. પેલા યુવાને એવો શબ્દ ઉચ્ચાર-નારને તમાચો લગાવી દીધો! વાત મારામારી સુધી પહોંચતાં બસ એક નાના ગામના સ્ટેશન પાસે થોભી ગઈ, પોલીસ આવી અને બેઉને પકડી જઇને ત્યાંની તાત્કાલિક નાના ફેંસલાઓ આપતી અદાલતમા ખડા કર્યા. ન્યાયાધીશ માનસશાસ્ત્રનો ઊંડો અભ્યાસી હતો. કેસની ખરી વિગતો સાંભળી સિદ્ધાંતને ખાતર લડનારા પેલા યુવાનને તેણે નિર્દોષ ઠરાવીને છોડી મૂકયો! કોર્ટ રૂમની બહાર નીકળ્યા પછી પેલા યુવાનને તેની પ્રેયસીએ કહ્યું : "Oh dear! you

were wonderful !" યુવાનની સૈદ્ધાંતિક લડત પર તે મુગ્ધ બની ગઈ હતી ! આ પ્રસંગ મારાથી કેમે કર્યો ભૂલાતો નથી.

એની સરખામણીમાં મારા જ જીવનમાં બનેલો એક પ્રસંગ મૂકું. થોડાંક વર્ષ પહેલાં મુંબઈના મારા એક સ્નેહીએ ઉતારેલું બોલપટ અમદાવાદના એક છબીઘરમાં રજૂ થયું હતું. મુંબઈના મારા એ સ્નેહીએ મને એ બોલપટ જોવાનો આગ્રહ કરી સ્થાનિક છબીઘર પર બે જણનો પાસ લખી મોકલ્યો હતો. હું મારાં સ્વર્ગસ્થ પત્નીને લઈને ચિત્ર જોવા ગયેલો. આગલો "શો" છૂટવાને દશેક મિનિટની વાર હતી. "લોબી"માં એક બાંકડો પડયો હતો તેના પર "સ્ત્રીઓ માટે" એમ લખ્યું હતું. મેં મારાં પત્નીને એ બાંકડા પર બેસવા કહ્યું. પણ એ છબીઘરના એક માણસે "હમણાં ત્યાં બેસવા નહીં મળે, 'લોબી'ની બહાર જઈને ઊભા રહો, કેમ કે આગલો શો' છૂટનાર છે." એમ કહ્યું. વાંધો ઉઠાવી હું મેનેજર પાસે ગયો. મેનેજરે પણ પોતાના માણસનો જ પક્ષ લીધો અને મારાં પત્નીને એ બાંકડા પર ન જ બેસવા દીધાં. વિરોધમાં મેં તેમને પાસ બતાવીને કહ્યું કે "જો તમે મારાં પત્નીને આ બાંકડા પર નહિ બેસવા દ્યો તો વગર ચિત્ર જોયે હું ચાલ્યો જઈશ." મેનેજર માન્યો જ નહિ. મેં તેની નજર સામે જ પાસ ફાડી નાખ્યો. ને મારાં પત્નીને લઈને ચાલતો થયો ! એ વેળા આજુબાજુના બધા માણસો મારા સૈદ્ધાંતિક વિરોધને સમજ્યા વગર મારા પર હસવા લાગ્યા ! એકે કહ્યું "એક તો મફતનો પાસ મળ્યો છે ને ઉપરથી કાકા પાછા રૂઆબ છાંટે છે !" બીજાએ

કહ્યું: "અરે કાકા! હવે આવ્યા છો તો જોઈને જ જાવને! આંકડે ન બેસવા દીધાં એમાં શું થઈ ગયું ? વગર પૈસે પિક્ચર જોવા મળે છે તે શું કામ ગુમાવો છો ?" મને મેનેજર કરતાં પણ એ માણસો પર વધારે ચીડ ચઢી.

આ બે પ્રસંગો સરખાવતાં તમને આપણા અને પાશ્ચાત્ય દેશોના માનસ વચ્ચેનો ફેર સમજાશે. પાશ્ચાત્ય લોકો જીવનના પ્રત્યેક ક્ષેત્રમાં અન્યાય સામે પોકાર ઉઠાવવામાં માને છે. સૈકાજૂની ગુલામીને અંગે આપણે નાના નાના અન્યાયો સહન કરવા ટેવાઈ ગયા છીએ.

સિદ્ધાંત માટે જીવો, 'સિદ્ધાંત માટે જ ભોગ આપો અને વખત આવ્યે સિદ્ધાંત ખાતર ફના થવા પણ તૈયાર રહો ! એ જ સાચું જીવન છે, કેમ કે જીવન અને સિદ્ધાંત અલગ અલગ જીવી શકે નહિ.

## આપણી પ્રજાને થયું છે શું ?

મને યાદ છે કે ભારતને આઝાદી મળ્યા પહેલાં હું કલકત્તામાં હતો ત્યારે અવારનવાર ત્યાંના મારા મિત્રોને કહેતો કે "જ્યારે આપણા લોકો જાહેર બગીચાઓમાં, છબીઘરોમાં અને નાટ્યગૃહોમાં, જાહેર સભાસ્થાનોમાં તથા અન્યાન્ય જાહેર સ્થળોમાં શાંતિપૂર્વક અને શિસ્તથી વર્તતા શીખશે, જ્યારે આપણા લોકો ઓછી વાત ને ઝાઝું કામ કરવાની ટેવ પાડશે અને જ્યારે પાશ્ચાત્ય પ્રજા સરખું શિસ્ત આપણા જીવનની ઝીણી ઝીણી બાબતોમાં પણ આપણા જીવનમાં વણાઈ જશે ત્યારે જ આપણને 'સ્વરાજ્ય' મળશે

ને તો જ આપણે સ્વરાજ્યને લાયક ગણાઈશું." મારા મિત્રો આ સાંભળીને હસતા, પણ હું તો મારા મતને જ દઢતાપૂર્વક વળગી રહેતો અને આજે પણ—

અને આજે પણ જ્યારે આપણને આઝાદી મળ્યે હવે સત્તાવીસ વર્ષ વીતી ગયાં છે ત્યારે પણ હું મારા ઉપલા મતને જ વળગી રહું છું. બલ્કે મારી એ માન્યતા દઢતર થઈ છે કે આઝાદી મળ્યા પછી નૈતિક ધોરણમાં, સંસ્કારમાં અને શિસ્તમાં આપણી પ્રજા વધારે નીચી ગઈ છે. મારા એ મંતવ્યના સમર્થનમાં આ લેખમાં મારા થોડાક વિચારો રજૂ કરીશ.

રેડિયો પર આપણા વડા પ્રધાન કે અન્ય નેતાઓનાં કે પ્રધાનોનાં ભાવિ ભારતનું ભવ્ય ચિત્રણ કરતાં વાર્તાલાપો સાંભળું છું ત્યારે મારે અંતરે ભારતના સુખદ ભાવિ માટે થોડી વારને માટે આશાના અંકુરો પ્રસ્ફુટિત થાય છે. પણ એ વાર્તાલાપો પૂરાં થયાં પછી જ્યારે આપણી પ્રજાનો અને એ પ્રજાના મને થયેલા અનુભવોનો હું વિચાર કરું છું ત્યારે નિરાશાના એક મહાપ્રચંડ વાયુઝોકાથી આશાના એ અંકુરો ધરમૂળમાંથી ઉખડી પડે છે.

પંચવર્ષીય યોજનાઓનું સોનેરી સ્વપ્ન મને ઘડીભર મુગ્ધ અને આશાવંત બનાવી મૂકે છે. એ યોજનાઓ પાર પડતાં આપણે સુખી થઈ જઈશું એવું ઘડીભર મને લાગે છે. પણ બીજી જ સવારે હું છાપામાં વાચું છું કે "અમુક બંધ બાંધતાં લાખો રૂપિયા ઉચાપત થઈ ગયા!" ત્યારે

આપણી પ્રજા માટે અને ભારતના દુર્ભાગ્ય માટે મને પારાવાર દુઃખ થાય છે.

અત્યારે દુનિયામાં આગળ વધેલા પાશ્ચાત્ય દેશોમાં એ દેશોમાંનો કોઈ પણ સામાન્ય પ્રજાજન એવી માન્યતા ધરાવે છે કે તેના પોતાના પર સૌથી વધારે અધિકાર પોતાના દેશનો છે. પછી સમાજનો છે. એ પછી ઓછો અધિકાર કુટુંબનો તેના પર છે અને સૌથી ઓછો અધિકાર તેનો પોતાનો પોતાના પર છે. આપણે ત્યાં આનાથી વિપરીત જ માન્યતા છે. આપણે માનીએ છીએ કે આપણા પોતાના પર સૌથી વધારે અધિકાર આપણો પોતાનો જ છે. "સ્વ" માટે અને સ્વાર્થ માટે જ આપણે જીવીએ છીએ. એથી ઓછો અધિકાર આપણા પર આપણા કુટુંબનો, એથી ઓછો સમાજનો અને એથી ય ઓછો—બલ્કે નહિવત્—અધિકાર આપણા દેશનો છે! આ સ્વાર્થી ભાવનાને પરિણામે આપણામાં પ્રજાકીય ભાવના (National spirit) જેવું કશું હોતું નથી. સ્વાર્થ—અને કેવળ સ્વાર્થ જ— આપણું જીવનધ્યેય હોય છે. આપણી પ્રજાના શ્રેય માટે પણ આપણે કંઈક કરવું જોઈએ, આપણા ધંધામાં કે આપણા પ્રત્યેક કાર્યમાં "સેવાવૃત્તિ" (Mission) રાખી શકાય અને એ દ્વારા આપણી પ્રજાનું અને આપણા દેશનું ભલું કરી શકાય એ વિચાર તો આપણને કદી આવતો જ નથી!

દુનિયાના ઘણાખરા દેશોમાં પ્રવાસ કરી આવેલા મારા એક સ્નેહીએ મને એક વાર કહ્યું હતું કે "સ્વાર્થ

તો માણસના શ્વાસ સાથે જ જડાયેલો છે એ ખરું, પણ એ સ્વાર્થ પૂરો કરવાની રીત દેશ દેશમાં જુદી જુદી હોય છે. અને મારા જાતઅનુભવથી મને જણાયું છે કે સ્વાર્થ પૂરો કરવાની નિકૃષ્ટમાં નિકૃષ્ટ રીત આપણા હિંદમાં છે." એમનો આ મત સર્વાંશે સાચો હોય કે અલ્પાંશે ખરો હોય, પણ એટલું તો નિશ્ચિત જ છે કે આપણે આપણા સ્વાર્થને ભોગે આપણા દેશને અને આપણી પ્રજા સમસ્તને હાનિ પહોંચાડતાં ચૂકતા નથી.

મારા ઉપલા મંતવ્યના સમર્થનમાં આપણા દૈનિક જીવનમાંથી થોડાંક સાદાં, સરળ ઉદાહરણો તમારી સમક્ષ હું રજૂ કરીશ. એ પરથી તમારી ખાતરી થશે કે આપણે ખરેખર જ હજી સ્વરાજ્યને લાયક નથી બન્યા. નાની વયમાં જેમ કોઈ છોકરાને પરણાવી દેવામાં આવે અને તે પોતાના સંસારનું ગાડું ગમે તેમ ખેંચ્યે જાય એ રીતે અપરિપક્વ દશામાં આપણને આઝાદી મળી ગઈ છે અને આપણે ગમે તે રીતે એ સ્વરાજ્ય–શકટ ખેંચ્યે જઈએ છીએ. એ માટેની લાયકાત હજી આપણામાં આવી જ નથી !

મારા જેવા એક સામાન્ય પ્રજાજનને પોતાના દૈનિક જીવનમાં આપણી સ્વાર્થી પ્રજાનો કેવો અનુભવ થાય છે તે વિષે હવે લખીશ.

હું બસમાં જાઉં છું ત્યારે મને જણાય છે કે બસમાં શી રીતે બેસવું એ પણ આપણામાંના ઘણાને હજી આવ-

હતું નથી ! બે જણની બેઠક હોય તેમાં બેઉ જણ બરાબર સીધાં બેસે તો જ બેઉ યોગ્ય રીતે બેસી શકે. પણ દુઃખ સાથે હું જોઉં છું કે મારી બાજુમાંનો બીજો બેસનાર ઘણી વાર વાંકો બેસે છે. તેને સરખો બેસવાનું કહેતાં કાં તો તે ગુસ્સે થઈ જાય છે કે કાં તો તેને માઠું લાગી જાય છે. કેટલીક વાર તો તે દલીલ કરે છે : "હું ગમે તેમ બેસું તેમાં તમારે શું ?" બસના બીજા ઉતારૂઓ પણ તેનો જ પક્ષ મોટે ભાગે લે છે. આવી નાની બાબતમાં પણ આપણી પ્રજાની બિનલાયકાત જોઈ હું મનમાં જ દુઃખી થાઉં છું. એ પછી મને જણાય છે કે તે બસના ઉતારૂઓ સાથે વિનયથી કેમ વર્તવું તેનું ભાન બસ કન્ડકટરોમાંના મોટા ભાગનાને હોતું નથી. ઉતારૂઓ સાથે વિનયથી શા માટે વર્તવું, જોઈએ એ બસ કન્ડકટરને સમજાતું જ નથી ! તેની માન્યતા હોય છે કે પોતે કયાં ઉતારૂઓના બાપનો ગુલામ છે ? પોતે "જાહેર સેવક" (public servant) છે, એ વાત તો એ ભૂલી જ જાય છે !

ટ્રેનમાં જાઉં છું તો "તેત્રીસ ઉતારૂઓ માટે" એવું લખેલા ડબ્બામાં ત્રેંસઠ ઉતારૂઓ ખડકાયા હોય છે ! તેમાના કેટલાક ઊભા પણ હોય છે. અને આમ છતાં એકાદ પાટલી પર કોઈક વ્યક્તિ ધોળે દહાડે નિરાંતે ઘસઘસાટ ઊંઘતી હોય છે ! ડબ્બાની "કોરીડોર" સામાનથી એટલી તો ભરચક્ક થઈ ગયેલી હોય છે કે લઘુશંકા માટે જો ડબાને છેડે આવેલા સફાઈખાનામાં જવું હોય તો સામાનની પેટીઓ

અને કોથળાઓની કે કરંડીયાઓની ટેકરીઓ કૂદી કૂદીને જ જઈ શકાય ! ડબ્બામાં જ લોકો થૂંકે, કેળાંની કે બીજાં ફળોની છાલ નાખે, શીંગનાં ફોતરાં નાખે, બીડીનાં ઠુંઠાં નાખે અને બીજી અનેક રીતે ડબ્બાને ગંદો બનાવી મૂકે. ડબ્બામાં ઘોંઘાટનો તો પાર જ નહિ ! કોઈક ગાતું હોય તો કોઈક મોટેથી વાતો કરતું હોય તો વળી કોઈક બે જણ વચ્ચે હળવી તકરાર પણ જામી હોય ! ભિખારીઓનો, ધર્માદા સંસ્થાની પેટીઓ ફેરવનારાઓનો અને જુદાં જુદા ફેરિયાઓનો ત્રાસ પણ ઓછો હોતો નથી. શાંતિ, શિસ્ત કે વ્યવસ્થા ડબ્બામાં ક્યાંય નજરે પડતાં નથી !

દિવસરના કામથી થાકીને આરામ (Recreation) મેળવવા હું ફિલ્મ જોવા જાઉં છું. ટિકિટ લેવા લાઇનમાં ઊભું છું તો મારી પાછળનો માણસ ધક્કા માર્યા વિના રહેતો નથી. કોઈ વળી પોતાના એક કે એકથી વધારે સ્નેહીઓને લાઈનની વચ્ચે ઘુસાડી દે છે. "ક્યુ" માં કેમ ઊભવું એ પણ આપણી પ્રજાને આવડતું નથી ! હું જેમતેમ ટિકિટ કઢાવીને છબીઘરમાં દાખલ થવા જાઉં છું તો વહેલા દાખલ થવા માટે લોકોને પડાપડી કરતા ને ધક્કામુક્કી કરતા જોઈ વધારે દુઃખ પામું છું. અંતે હું છબીઘરમાં દાખલ થાઉં છું અને મારી બેઠક લઉં છું. પણ મને જણાય છે કે હાથ ટેકવવા માટેનો મારી બેઠકનો જમણી બાજુનો લાકડાનો હાથો છે જ નહિ ! મહિનાઓથી એ હાથો તૂટી ગયો છે. પણ તેને સમરાવવાની છબીઘરના માલિકને ફુરસદ નથી કે

પછી પરવા નથી ! વળી 'બંડલ' જેવી ફિલ્મ જોતાં ઊંઘી ન જવાય એ માટે થીયેટરવાળાઓએ બેઠકમાં પુષ્કળ માંકડો એમ ને એમ રહેવા દઈ એ અંગે કશો ઉપાય લીધો નથી ! થીયેટર પણ ખારસું તબેલા જેવું છે. અધૂરામાં પૂરું મારી પાછલી બેઠક પર બિરાજેલા મહાપુરુષ પોતાના પગ ખૂબ ઊંચા કરીને મારી બેઠકના પાછલા ભાગ પર ટેકવી પોતે એટલા આરામથી બેસે છે કે એમના પવિત્ર ચરણો કોઈ કોઈ વાર તો મારા ખભાને સ્પર્શી જઇ મારા ખભાને પાવન કરે છે ! હું તેમને એ રીતે ન બેસવા વિનવું છું ત્યારે એ મહાનુભાવ તરત જ નારાજ થઈ જાય છે. પોતે કશું ખોટું કર્યું હતું એવું તેમને લાગતું જ નથી ! હું આપણી પ્રજાના સ્વાર્થી માનસ વિશે દુઃખ કરતો કરતો ફિલ્મ જોવામાં મન પરોવવાનો યત્ન કરૂં છું. ફિલ્મમાં પ્રેમલા પ્રેમેલીની સુંવાળી વાત છે, તારાભરી રાત છે, ગમે ત્યાં મુકાયેલાં ઈશ્કનાં ગાણાં છે અને બેવકૂફીભરેલું પ્રહસન છે. ફિલ્મ જોતાં જોતા જ હું એ વિશે દુઃખપૂર્વક વિચાર કરવા લાગું છું કે તરત મને મનમાં ને મનમાં જ જવાબ મળી જાય છે કે "ચિત્રનો નિર્માતા સ્વાર્થ સિવાય કશામાં માનતો નથી. પ્રત્યેક ધંધાની સાથે સાથે થોડીક 'સેવાવૃત્તિ', (Mission) રાખવી પણ પ્રજાકલ્યાણ માટે જરૂરી છે એ વાત તો એની કલ્પનામાં પણ આવતી નથી ! ફિલ્મ પૈસા કમાવા માટે—ઉતારાય છે—પ્રજાના કલ્યાણ માટે નહિ—એવી જ તેની માન્યતા હોય છે." હતભાગી હિંદના ભાવિ માટે કપાળ કૂટતો [illegible] થીયેટર બહાર આવું છું.

મને તરસ લાગી છે. પાણી પીવા સ્ટૉલ પર જાઉં છું તો ત્યાં પણ કોલાહલ અને ધક્કામુક્કી જ અનુભવું છું. એક જણ પાણી પીને પોતાના ગ્લાસમાં વધેલું પાણી એવી રીતે ફેંકે છે કે તે મારા પગના નીચેના ભાગ પર પડે છે! હું તેની સામે સહેજ ગુસ્સાભરી નજરે જોઉં છું, પણ કંઈ જ ન બન્યું હોય અને પોતે જાણે પુણ્ય કર્યું હોય છતાં હું તેના તરફ ક્રોધભરી નજરે જોતો હોઉં એવું માનતો હોય એ રીતે એ માણસ તો ચાલતો થઈ જાય છે!

ગમે તે રીતે ચિત્ર પૂરું જોઈને હું થીયેટરની બહાર નીકળવા યત્ન કરું છું. હું દુઃખ વચ્ચે જોઉં છું કે બહાર નીકળવામાં પણ લોકો ધક્કામુક્કી કરે છે! શિસ્તપૂર્વક, શાંતિથી છબીઘરની બહાર નીકળતાં પણ તેમને આવડતું નથી! બહાર નીકળી લઘુશંકા માટે હું એક જાહેર પેશાબખાનામાં જાઉં છું તો "લઘુ" ને બદલે "ગુરૂ"માં માનનારા ભારતના કોઈક લાયક૦ નાગરિકે ગુરૂશંકાથી એ-પેશાબખાનાને ભરી મૂક્યું હોય છે! તેની દુર્ગંધ મારાથી સહેવાતી નથી! નાક દાબીને હું લઘુશંકાનું કાર્ય પૂરું કરું છું. મૂતરડીની ભીંત પર એવાં તો બીભત્સ વાક્યો લખ્યાં હોય છે કે તે અહીં ફરી લખી શકાય તેમ નથી! આપણી પ્રજાના ગંદા અને સ્વાર્થી માનસ વિશે વધારે ઊંડા વિચારમાં પડી જઈ હું બહાર આવું છું ને રસ્તા પર આગળ વધું છું.

કંઈક ખુલ્લી હવા અને રાહત મેળવવા હું થોડેક દૂર

આવેલા એક બાગમાં જઈને બાંકડા પર બેસું છું. મારી બાજુએ બાંકડા પર બેઠેલો એક સહેલાણી "તુમ્હીને મુઝકો પ્રેમ સીખાયા" એ ફિલ્મી ગીત અતિશય કર્કશ અવાજે લલકારે છે. શાંતિ મળવાની મારી આશા ફરી ખંડિત બની જાય છે. જરા વારે એક નામીચી ફિલ્મ નટીના ખાનગી જીવન વિશે ગુંવાળી વાતો કરતા બે કોલેજીયનો જેવા લાગતા યુવકો ત્યાંથી પસાર થાય છે. આપણી જે કોલેજોએ એક કાળે કેશવ ધ્રૂવ, નરસિંહરાવ અને આનંદશંકર ધ્રુવ જેવાં રત્નો આપેલાં એ જ કોલેજમાંથી હવે આવાં રત્નો બહાર પડી રહ્યાં છે એ વિચાર તેમ જ આપણા દેશની ભાવિ આશા સમા એ યુવાનો ભાવિમાં કેવા નીવડશે એની ચિંતા મને મૂંઝવે છે.

સ્વાર્થ, સ્વાર્થ ને સ્વાર્થ ! હું કોઈ કડિયાને મારે ઘેર કામ માટે રોજ પર બોલાવું છું તો તે અર્ધો દિવસ તો વાતોમાં, નાસ્તા અને ચા માટે જવામાં અને બીડીઓ ફૂંકવામાં જ કાઢી નાખે છે ? બાકીનો અર્ધો દિવસ તકલાદી કામ કરીને મારી પાસેથી તે આખા દિવસનો રોજ લઈ જાય છે. આમ છતાં તેને તેનું અંતર જરા ય ડંખતું હોતું નથી ! આમ કરવું એને તો એ પોતાનો જન્મસિદ્ધ હક્ક માને છે ! મને એ વેળા જાપાનનો કારીગર યાદ આવી જાય છે. મકાનના કોઈ કોન્ટ્રાકટરને હું થોડુંક કામ ઉધડ આપું છું તો એ કામમાં એ બને તેટલો ઓછો સિમેન્ટ વાપરીને અને બને તેટલી વધારે રેતીનો ઉપયોગ કરીને બે પૈસા વધુ શી રીતે કમાઈ લેવા તેની જ ફિકર રાખે છે ! "બિઝનેસ

મોરાલીટી" જેવું તેને કશું હોતું નથી ! મને લાગે છે કે આપણી આઝાદીની ઈમારત પણ આવા સ્વાર્થી લોકો સિમેન્ટને બદલે રેતીથી જ ચણી રહ્યા છે. એ ઈમારતની મજબૂતીની તેમને કશી પડી નથી (તેમને તો પોતાના ખીસા ભરવાની જ પડી છે) અને રાજકીય ટોચે બેઠેલી વ્યક્તિઓને આ વાતની કશી ખબર હોય તો એ વ્યક્તિઓ આ વાત પર સિમેન્ટ લગાડીને એને શોભીતી દેખાડવા યત્ન કરે છે એમ કહેવું પડશે. એ બિચારા નેતાઓ તો માને છે કે થોડાં વર્ષમાં ભારતમાં 'રામરાજ્ય' પ્રસરી જશે !

આપણા લોકોમાં પોતાની જોખમદારી કોઈ સમજતું નથી ! આપણા પ્રજાજનના દરેક કાર્ય પાછળ મુખ્યત્વે તો દેશપ્રેમનો અભાવ અને સ્વાર્થની પ્રચૂરતા જ રહેલાં હોય છે. વધારે દુઃખકર તો એ છે કે એ સ્વાર્થ પૂરો કરવાની તેમની રીત સામા માટે લગભગ 'ક્રૂરતાભરી' બની જાય છે ! વગર માગ્યે પોતાનું દેણું ચૂકવી દેવાની ટેવ બહુ ઓછા ભારતવાસીઓમાં હોય છે. સામાને ચાર-છ ધક્કા ખવડાવ્યા વગર સામાના પૈસા આપી દેવા એ તેમને પાપ કરવા સરખું લાગે છે ! તેમના લોહીમા જ એ નથી ! "સામો માણસ પોતાની ગરજે-ધક્કા ખાય છે તેમાં એ આપણા પર તે શો ઉપકાર કરે છે?" એવી તેમની માન્યતા હોય છે !

મને લાગે છે કે આઝાદીની ઈમારતનો પાયો જ કાચો છે. ઉપર ચણતર થતું જાય જ છે અને સાતમે માળે

ટોચની વ્યક્તિઓ બેઠી છે. તેઓ તો ભવ્ય ઇમારત જુએ છે. પણ "પાયા"ની વાત કોઈ કરતું નથી કે વિચારતું નથી!

વ્યક્તિથી જ સમષ્ટિ બને છે. એ માટે જ્યાં સુધી વ્યક્તિના જીવનમાં શિસ્ત, પ્રજાકીય ભાવના અને દેશ માટે પોતે જીવવાનું છે એવી માન્યતા વણાય નહિ ત્યાં સુધી સમષ્ટિ (એટલે કે પ્રજા) શી રીતે તૈયાર થાય ? કાળાં બજાર, લાંચરુશ્વત, દગાખોરી, વચનભંગ, નૈતિક પતન, વિશ્વાસઘાત, સ્વાર્થ આડે બીજા કશાનો વિચાર ન કરવાની વૃત્તિ–આ બધા દુર્ગુણો આપણી પ્રજાના હાડોહાડમાં વ્યાપી ગયા છે.

મારા દુર્ભાગ્યે કોઈ કોઈ વાર સરકારી કચેરી સાથે પણ મને કામ પડે છે. સરકારી અદાલતની તુમાખી અને સરકારી કારકુનોની લાંચરુશ્વત લેવાની વૃત્તિ બ્રિટિશ અમલમાં હતાં તે કરતાં જરાય ઓછાં થયેલાં જણાતાં નથી. જે કામ ત્રણ કલાકમાં થઈ જાય એમ હોય એ માટે એ સરકારી ખાતું ત્રણ મહિના લગાડે છે ને મને તેર ધક્કા ખવડાવે છે! "રેડ ટેપીઝમ" (તુમારી પદ્ધતિ)માં જરાય ઘટાડો થયો જણાતો નથી. મને વિચાર આવે છે: "આપણી સરકાર એટલે આપણી પ્રજા જ ને.? સરકારી કાનૂનોનો અમલ કરનાર અને સરકારી હોદ્દા.પર બેસનાર તો આપણા જ પ્રજાજનો છે ને ? અને આપણી પ્રજા હજી ઘડાઈ જ ક્યાં છે? સાર્વજનિક હિતની વૃત્તિ પ્રજાને હૈયે જન્મી જ ક્યાં છે ?"

દસ હજાર ટનની એક ગંજાવર સ્ટીમરના તળીયાનો એક જ નાનો 'સ્ક્રુ" જો ઢીલો થઈ જાય અને પછી નીકળી જાય તો એ "સ્ક્રૂ"ને જો ફરી વાર સરખો લગાડીને સ્ટીમરનું તળીયું સાબૂત કરવામાં ન આવે તો છેવટે સ્ટીમર ડૂબી જાય ! આ કારણે જ એ નાના "સ્ક્રૂ"નું મહત્વ સ્ટીમરનો "કપ્તાન" સમજે છે અને એથી જ એને વારંવાર તપાસાડાવતો રહે છે. એ જ રીતે આપણા પ્રધાનો જ્યારે પ્રજારૂપી સ્ટીમરમાં "નાના સ્ક્રૂ"નું મહત્ત્વ સમજતા થશે ત્યારે જ આપણા દેશરૂપી જહાજમાં પાણી ભરાઈ જતું અટકાવી શકશે. નાની નાની બાબતોમાં પ્રજાની દરેક વ્યક્તિ જ્યાં સુધી ઘડાય નહિ ત્યાં સુધી પ્રજા "પ્રજા" તરીકે તૈયાર થાય જ નહિ. અને પ્રજા તૈયાર ન થાય ત્યાં સુધી દેશનો જયવારો ક્યાં છે ?

પરદેશોમાં ભારતની ઘણી સારી આબરૂ છે. એ આપણે માટે સૌભાગ્યની વાત છે. સ્વ. જવાહર સરખા આપણા સમર્થ મોવડીની સમર્થ અને "તટસ્થ" પરદેશનીતિને એ આભારી છે. એ માટે આપણે જરૂર ગૌરવ લઈ શકીએ. પણ આપણો દીવો તો પરદેશમાં જ બળે છે. આપણા પોતાના ઘરમાં તો હજી અધારૂં જ છે !

### "શિસ્ત"—જીવનઘડતરનું અનિવાર્ય અંગ

વ્યક્તિસ્વાતંત્ર્ય', 'આઝાદી', 'જન્મસિદ્ધ હક્ક' વગેરે શબ્દો આજકાલ અવારનવાર આપણે કાને વ્યક્તિ કે સમષ્ટિના વિષયમાં સંભળાયા કરે છે. પણ એ શબ્દોનાં

અર્થમાં અથવા તો એ શબ્દોના ભાવાર્થના પાલનમાં આપણે કેટલી વાર આપણને મનફાવતો જ અર્થ કરી લઈએ છીએ. 'વ્યક્તિસ્વાતંત્ર્ય'ના ઓઠા હેઠળ ઘણી વાર આપણે જાણ્યે કે અજાણ્યે સ્વચ્છંદતાને પોષીએ છીએ. 'આઝાદી'ની આણ આપીને આપણે ઘણી વાર સામાની આઝાદી ઝૂંટવી લેતું આચરણ આચરીએ છીએ. 'જન્મસિદ્ધ હક'માં ચક્રવૃદ્ધિ વ્યાજ ઉમેરીને આપણે 'મનસિદ્ધ હક'નો ઉપયોગ કરી લઈએ છીએ!

એ જ પ્રકારે 'શિસ્ત', 'આજ્ઞાપાલન' વગેરે ગુણોને આપણે જુદે જ સ્વરૂપે અને જુદા જ અર્થમાં કેટલીક વાર જોઈએ છીએ અને એ ગુણો આપણા વ્યક્તિસ્વાતંત્ર્યનો વિનાશ કરનારા હોય એમ માનીને એમની ઉપેક્ષા કરીએ છીએ, બલ્કે તેમને 'ગુણ'ને બદલે 'અવગુણ' લેખીએ છીએ. 'સ્વાતંત્ર્ય' એટલે વિકાસને પોષક ગુણ અને 'શિસ્ત' એટલે વિકાસને અવરોધક અવગુણ એવી માન્યતા આપણા ઘણામાં—અને મુખ્યત્વે તો આપણા વિદ્યાર્થીઓમાં—પ્રવર્તતી જોવામાં આવે છે. પણ એ ભૂલભરેલી છે. આયુર્વેદની કેટલીક અતિ સૂક્ષ્મ અને જલદ ઔષધીઓની પેઠે એ બેઉ ગુણોની 'માત્રા'માં સહેજ પણ ન્યૂનાધિક્તા આવે તો એ ગુણો લાભકારક બનવાને બદલે હાનિકારક બને છે. અર્થાત્ એ 'ગુણો' પછી 'અવગુણો' બની જાય છે.

'શિસ્ત' એ એક એવો ગુણ છે, જે વ્યક્તિ અને [illegible] ઉભયના ઘડતરમાં મહત્ત્વનો ભાગ ભજવે છે. સહેજ

સરળ અને આધુનિક ઉપમા આપીએ તો શિસ્ત વિનાનું જીવન એ લગામ વિનાના ઘોડા સરખું કે 'બ્રેક' વિનાની મોટર સરખું છે. માળીની પૂરતી કે જરા ય દેખરેખ વિના છોડ ઊગી પણ શકે છે અને ફાલી પણ શકે છે. છતાં જ્યાં સુધી માળી એ છોડની કાપકૂપ ન કરે ત્યાં સુધી એ છોડ યોગ્ય આકાર ધારણ કરતો નથી. આપણા જીવનને છોડની ઉપમા આપીએ તો શિસ્તને માળીની ઉપમા આપી શકાય. શિસ્ત વગર જીવન આગળ વધે છે-ખરૂં અને વિકાસ પણ પામે છે ખરૂં, છતાં એ વિકાસ 'યોગ્ય સ્વરૂપ'નો હોતો નથી. એ 'સ્વચ્છંદી' વિકાસ હોય છે. એ વિકાસમાં કશોક 'વિકાર' ભરેલો હોય છે—શિસ્તભંગ કરી મનફાવતું કરવાની વૃત્તિનો. એ વિકાર છે 'શિસ્ત'ને ભોગે 'વ્યક્તિ–નિરંકુશતા' આગળ લાવવાનો.

ખરૂં જોતાં શિસ્ત જીવનઘડતર માટે આવશ્યક અને સહેજ આગળ વધીને કહીએ તો 'અનિવાર્ય' છે. સમાજ, પ્રજા અને દેશના ઘડતર તેમ જ વિકાસ માટે શિસ્ત ખરેખર 'અનિવાર્ય' છે. સમાજ, પ્રજા–કે દેશ એટલે વ્યક્તિઓનો જ સમૂહ. એ સમૂહમાંની પ્રત્યેક વ્યક્તિ જો પોતાના પૂરતું શિસ્તપાલન ન કરે તો એ સમાજ, પ્રજા કે એ દેશનું ઘડતર એટલા પૂરતું ઊણપભરેલું જ રહેવાનું અને વિકાસ એટલો પૂરતો ખામીભર્યો જ રહેવાનો.

શિસ્તપાલનથી આપણે જેની આજ્ઞાથી શિસ્ત પાળીએ છીએ તે વ્યક્તિ આગળ આપણું નીચાપણું મૌનભાવે

આપણે કબૂલ કરી લઈએ છીએ એમ કેટલાક માને છે આ જબરી ભૂલ છે. ખરી રીતે તો આજ્ઞા કરનાર કરતા એ આજ્ઞાનુસાર શિસ્તપાલન કરનાર વધારે મહાન છે. આ સત્ય આપણો આજનો વિદ્યાર્થી જેટલું વહેલું સમજતો થશે તેટલો તેનો વહેલો વિકાસ થશે.

માનવજીવનમાં જે કેટલાક મહાન ગુણોનું આરોપણ શક્ય છે તેમાં શિસ્ત સૌથી આગળ પડતો ગુણ છે. તે વ્યવસ્થા અને શાંતિને પોષે છે અને એ પ્રકારે વ્યક્તિ કે સમષ્ટિને આગળ વધવાની તક ઊભી કરી આપે છે. આપણું શિસ્તપાલન જેટલું સામાને ઉપકારક છે તેથી વધુ તો આપણી પોતાનીજાતને ઉપકારક છે, એ સત્ય નિરંતર સ્મરણમાં રાખો. આજના ભારતની સૂરત કેવળ 'શિસ્ત' જ પલટાવી શકશે.

## માનવીનું મહાધન—ચારિત્ર્ય

ક્યાંક મેં નીચેનાં ત્રણ વાક્યો વાંચેલાં તે મને કાયમ યાદ રહી ગયાં છે.

*If money is lost nothing is lost,*
*If time is lost something is lost,*
*If character is lost everything is lost!*

અર્થાત્ : પૈસો જાય તો "કશું જ" ગયું નથી એમ સમજવું, સમય જાય તો "કંઈક" ગયું છે એમ સમજવું, પણ જો ચારિત્ર્ય જાય તો "સર્વસ્વ" ગયું છે એમ સમજવું!

પૈસો જાય તો કશું જ ગયું નથી એમ શા માટે સમજવું ? કારણ કે માણસ પુનઃ પરિશ્રમ અને પુરુષાર્થ કરીને પૈસો મેળવી શકે. ગુમાવેલા ધનને પોતે ધારે તો ફરી વાર પ્રાપ્ત કરી શકે, ભૂતકાળની ભૂલો ત્યાગીને નવેસરથી એ ધનોપાર્જનનો પ્રામાણિક અને ધગશભર્યો પ્રયાસ આદરી શકે અને તેમાં સફળ થઈ શકે.

સમય ગયો એટલે "કંઈક" ગયું છે એમ સમજવું, કારણ કે ગયેલો સમય પાછો આવતો નથી. જે સમય આપણે ગુમાવી દઈએ છીએ તેટલા પૂરતું આપણે "કંઈક" ગુમાવ્યું જ લેખાય. એટલા પૂરતું ફરી વાર એ મેળવી શકાતું નથી. પણ જે સમય હજી બાકી રહ્યો હોય તે તો આપણા હાથમાં છે. એ સમયનો પૂરેપૂરો ઉપયોગ કરીને એ દ્વારા આપણે પૂરેપૂરો લાભ મેળવી શકીએ. આપણે ધારીએ તો ગુમાવેલા સમયનો શોક બાજુએ મૂકીને, બાકી જે સમય આપણી પાસે રહી ગયો હોય તેનો સદુપયોગ કરીને આપણા જીવનમાંથી ભૂતકાલીન નિરાશા આપણે ખંખેરી નાંખી શકીએ.

પણ જો ચારિત્ર્ય ગયું તો "સર્વસ્વ" ગયું સમજવું, કારણ કે ચારિત્ર્ય જ માનવજીવન અને માનવઘડતરનો પાયો છે. ચારિત્ર્યહીન માનવી પાસે બધું જ હોય છતાં કશું જ હોતું નથી, કેમ કે એ "બધું" ચારિત્ર્ય વિના નકામું છે. ચારિત્ર્ય જ માનવીનું મહાધન છે. જગતની કોઈ સંપત્તિ, વિશ્વનું કોઈ બળ કે સૃષ્ટિની કોઈ પણ સત્તા

ચારિત્ર્યની તોલે આવી શકે નહિ. ચારિત્ર્ય જ માનવીનું સર્વસ્વ છે. માનવી એ ગુમાવે તો પછી એણે ગુમાવવાનું કશું જ બાકી રહેતું નથી !

મુઠ્ઠીભર હાડકાંવાળા મહાત્મા ગાંધીજી દુનિયાભરનો આદરભાવ કયા ગુણથી પામ્યા ? કેવળ ચારિત્ર્યથી જ. "હૈયે તેવું હોઠે" એ જ તેમનું જીવનસૂત્ર હતું. દંભને તેમના હૈયામાં સ્થાન નહોતું. ચારિત્ર્ય જ તેમનો જીવનમંત્ર હતો. એ કારણે તેમણે દેશ અને દુનિયાનું ધ્યાન ખેંચ્યું અને જગત તેમના વિચારો જાણવા આતુર બન્યું, કારણ કે એ વિચારો પાછળ ચારિત્ર્યનું અતુલ બળ હતું. આજે વિનોબાજી પ્રત્યે આપણને ઉત્કટ પૂજ્યભાવ શા કારણે જન્મે છે ? તેમના વિશુદ્ધ ચારિત્ર્યને જ કારણે.

કમનસીબે આજની દુનિયામાં આપણને મોટા ભાગના લેખકો, વક્તાઓ, રાજદ્વારી પુરુષો, આગેવાનો, ધાર્મિક અગ્રણીઓ તેમ જ જીવનના અન્યાન્ય વિવિધ ક્ષેત્રના મોવડીઓ ચારિત્ર્યમાં શિથિલ જણાશે. આજ તો આપણને એમ કહેવામાં આવે છે કે "લેખકના અંગત જીવન સાથે આપણને શું લાગેવળગે ? આપણે તો તેની પ્રતિભા અને તેનું સર્જન જ જોવા રહ્યાં." આમ કહેનારા ભૂલી જાય છે કે લેખકના જીવનને જો કૂવાની ઉપમા આપીએ તો તેના સર્જનને હવાડાની ઉપમા આપી શકાય. કૂવામાં હોય તો જ હવાડામાં આવે. લેખકમાં ચારિત્ર્યગુણ ન હોય તો તેના સર્જનમાં ચારિત્ર્યહીનતાનો પ્રતિધ્વનિ એક કે બીજે રૂપે

જરૂર સંભળાશે. સર્જન જીવનનું જ પ્રતિબિંબ છે. પોતાના સર્જનમાં ચારિત્ર્યહીન લેખક પોતાને છુપાવવાના યત્નો કરે તો પણ પોતાને છુપાવી શકતો નથી.

આજે આપણે આચાર કરતાં વિચારને વધુ મહત્ત્વ આપીએ છીએ એને કારણે જ, આજનો માનવી વધારે ને વધારે બુદ્ધિમાન અને સાથે સાથે જ વધારે ને વધારે ચારિત્ર્યહીન થતો જાય છે. આપણે આજે ભૂલી ગયા છીએ કે પ્રતિભા કરતાં ચારિત્ર્ય અનેકગણું ચઢિયાતું છે. આજે આપણે વિસરી ગયા છીએ કે માનવીમાં પ્રતિભા નહિ હોય તો ચાલશે, પણ ચારિત્ર્ય નહિ હોય તો નહિ જ ચાલે. પ્રતિભા તો ચારિત્ર્યની દાસીમાત્ર છે. ચારિત્ર્યહીન જીવન સુગંધ વિનાના કાગળનાં વિલાયતી ફૂલ સરખું છે. ચારિત્ર્ય વિનાનું જીવન "જીવતું મૃત્યુ" જ છે!

ચારિત્ર્ય કેવળ વ્યક્તિવિકાસ માટે જ નહિ પણ સમાજની સુવ્યવસ્થા માટે પણ "અનિવાર્ય" છે. ચારિત્ર્યહીન વ્યક્તિઓનો બનેલો સમાજ સામાજિક રીતે પણ અસ્તવ્યસ્ત થઈ જાય છે. 'લગ્નબંધન'ના પાયામાં ચારિત્ર્યની ભાવના જ રહેલી છે. સમાજનાં બંધનો "સાગરની પાળ" જેવાં છે. સાગરની પાળ એક વાર તૂટતાં પૂરને ખાળવું જેમ અશક્ય બને છે તેમ સમાજનાં બંધનો એક વાર તૂટતાં "વ્યક્તિગત" નિર્બળતાઓના પૂરને ખાળવું પણ મુશ્કેલ બની જાય છે. એટલા માટે જ આપણા વડવાઓએ સામાજિક નીતિનિયમો તેમ જ આચારવિચારના નિયમો

ઘડયા હતા અને તેનું પાલન ન કરનાર પર સામાજિક દંડ પણ મૂકયાં હતા. એ બધાંની પાછળ મુખ્ય હેતુ તો વિશુદ્ધ ચારિત્ર્ય જાળવવાના જ હતો.

દેશના ઘડતર માટે પણ ચારિત્ર્ય "અનિવાર્ય" છે. ચારિત્ર્યહીન પ્રજા કદાપિ પોતાના દેશની ઉંનતિ સાધી શકતી નથી, કેમ કે ચારિત્ર્ય જ દેશોન્નતિની ચાવી છે.

એટલે આ લેખની શરૂઆતમાં ટાંકેલાં ત્રણ અંગ્રેજી વાકયોમાંનું "If character is lost everything is lost !" એ વાકય વેદવાકય જેટલું જ સાચું છે.

## જીવન સાથે સમજૂતી કરતાં શીખો

માનવજીવન એ કંઈ પુષ્પોની સુંવાળી શૈયા નથી, પણ આદર્શ અને વ્યવહાર વચ્ચેનું અંતર જે સંઘર્ષો જન્માવે છે એ સંઘર્ષો સામે માનવને ઝૂઝતો રાખનારો એક પ્રકારનો 'સંગ્રામ' છે. એ જીવનસંગ્રામમાં આંધળા બનીને કેવળ લડવાનું જ નથી હોતું પણ હૃદય અને બુદ્ધિને કામે લગાડી, શ્રદ્ધા અને પ્રેરણાનો પોકાર સાંભળી કેટલીક વાર શત્રુને શરણે જવાનું કે શત્રુને આપણે ગળે લગાડવાનું કામ પણ આ જીવનસંગ્રામ દરમિયાન આપણે કરવાનું હોય છે. 'યુદ્ધ' અને 'સંધિ'નું વિચિત્ર મિશ્રણ કરીને જ આ સંગ્રામ આગળ ધપાવવાનો હોય છે. અને એમાં પણ ખરી કુનેહની જરૂર તો જીવનસંગ્રામ દરમિયાન ક્યારે સંધિ કરી લેવી અને એ સંધિની સહાયથી જ જીવનસંગ્રામ કેમ આગળ ધપાવવો એનો નિર્ણય કરતી વખતે

પડે છે. બીજી રીતે કહીએ તો "જીવનસંગ્રામમાં સંધિ કરવી જેટલી કઠિન છે તેટલું કઠિન લડવું નથી." કેમ કે— જીવનસંગ્રામમાં લડવામાં તો કેવળ સહન કરવાનું જ હોય છે, પણ "સંધિ"માં તો સહન કરવા ઉપરાંત "ઝેર" નું "અમૃત"માં પરિવર્તન કરવાનું સૂક્ષ્મતમ માનસિક કાર્ય પણ—કેટલીક વાર અંતરને મહામુશ્કેલીએ મનાવી લઈને પણ—કરવાનું હોય છે.

જીવન કેવળ સુખમય નથી કે નથી કેવળ દુઃખમય. એ અમૃતભર્યું પણ નથી તેમ જ વિષમય પણ નથી. જીવન એ અમૃત અને ઝેરનું 'મિશ્રણ' છે. જીવનમાં અમૃત અને ઝેર બેઉ પચાવવાની અને પચાવીને જીરવવાની શક્તિ જે માનવી કેળવે તે જીવન જીવવામાં વિજયી નીવડે. તડકો —છાંયો અને રાતદિવસ જેમ પ્રકૃતિનો અબાધિત ક્રમ છે તેમ દુઃખ પછી સુખ કે સુખ પછી દુઃખ એ માનવજીવનનો અબાધિત ક્રમ છે. એ ક્રમને વશ થયે જ છૂટકો. એકલું સુખ જ કે એકલું દુઃખ જ જગતના કોઈ પણ માનવીના પ્રારબ્ધમાં લખાયેલું હોતું નથી—હોઈ શકે જ નહિ. એટલે દુઃખ જો જીવન માટે ઝેર છે એવી ઉપમા ઘટાવીએ તો એ ઝેર પચાવવાની અને જીરવવાની શક્તિ કેળવનારો એ દુઃખની અસર હળવી કરી શકે છે એટલું જ નહિ પણ કેટલીક વાર એ દુઃખને સુખમાં પણ પલટાવી શકે છે! અને જે એમ કરી શકે એને જ જીવન જીવવાની સાચી કલા હસ્તગત થઈ કહેવાય.

હવે પ્રશ્ન એ ઉદ્ભવે છે કે જીવનમાં ઝેર શી રીતે પચાવવાં ? એમ કરવા માટે માનસિક શક્તિને શી રીતે કેળવવી ? વૃત્તિને શી રીતે વાળવી ? અંતરને શી રીતે મનાવવું ? ચાલો, એ વિશે આપણે થોડુંક વિચારીએ.

જીવનમાં કેટલીક વાર તમને તમારું પોતાનું જ જીવન તમારી પોતાની જ વિરુદ્ધ જતું, તમારી પોતાની જ સામે કામ કરતું અને તમને ન ગમે એવો ઘાટ ધારણ કરતું જતું જણાશે. કોઈ કોઈ વાર તો એ તમારી વિરુદ્ધ એટલું બધું ગયું જણાશે કે તમે લાચાર બની ગયા હો એવો તમને અનુભવ થવા માંડશે. બીજી રીતે કહીએ તો તમારા "સંજોગો" એવા આવી જાય છે કે તમને જીવન સંગ્રામમાં આગળ વધવાનો એકે માર્ગ સૂઝતો નથી ! યુદ્ધમાં જેમ કોઈક સૈન્ય શત્રુસૈન્યથી ઘેરાઈ જાય અને એ ઘેરાયેલા સૈન્યને કાં તો ભૂખે મરવાનો કે કાં તો શરણે જવાનો જ પ્રસંગ આવે એ રીતે તમારું જીવન "સંજોગો"થી ઘેરાઈ જાય છે !

માનવી નિરાશામાં હતોત્સાહ ન થાય એ માટે અંગ્રેજીમાં એવા ભાવાર્થની કહેવત છે કે "A man should not be a creature of circumstances but creator of circumstances." એટલે કે "માનવીએ સંજોગોનો શિકાર ન બનતાં વિપરિત સંજોગોને પલટાવીને અનુકૂળ 'સંજોગો' જન્માવવા જોઈએ." વાત તદ્દન સાચી છે. પણ પ્રશ્ન ઉદ્ભવે છે કે "આ નવા સંજોગો જન્માવવા

શી રીતે ?" ઉત્તર મળે કે "એવે પ્રસંગે જીવન સાથે સમજૂતી કરીને–જીવનને શરણે જઇને". કેમ કે તમારું પોતાનું જ જીવન એવે વખતે તમારે માટે "શત્રુસૈન્ય" બનીને તમને ઘેરીને ઊભું હોય છે ! આવા સંજોગોમાં જીવન સાથે સમજૂતી કરી લેવી એ એકમાત્ર "સાચો" માર્ગ છે. "સાચો" એ અર્થમાં કે એ "સમજૂતી" જ જીવન–સંગ્રામમાં આગળ વધવા માટે તમને ફરી સુસજ્જ કરે છે. જીવનનાં ઝેરને અમૃતમાં ફેરવી નાખનાર કોઈ જાદુઈ કીમિયા સરખી એ સમજૂતી છે. એની અસર ચમત્કારિક છે ! એ દુ:ખને સુખમાં ને ઝેરને અમૃતમાં ફેરવી નાખીને, તમારા જીવનને પુન : આશા અને ઉલ્લાસથી ભરી દઈને જીવનસંગ્રામમાં આગળ ડગ ભરવા તમને પ્રેરે છે !

પણ એક વાત અહીં ભૂલવાની નથી. આ "સમજૂતી"નો અર્થ સિદ્ધાંતનું બલિદાન આપવું એવો નથી કરવાનો. આજે પણ જગત ટકી રહ્યું હોય તો સિદ્ધાંતને જ બળે. આજે પણ માનવજીવન "જીવન" બની રહ્યું હોય ને જીવવા યોગ્ય રહ્યું હોય તો સિદ્ધાંતને જ બળે. સિદ્ધાંત જ માનવીનું સર્વસ્વ છે. એટલે તમારા સિદ્ધાંતોનો ત્યાગ કરવાની વાત અહીં નથી. પણ જ્યારે સંજોગો જ તમારી વિરુદ્ધ જતા હોય, જ્યારે તમારા અંતરનો અવાજ સાંભળ્યા વિના તમારું જીવન પોતે પોતાની મનસ્વી રીતે આગળ વધવા માગતું હોય ત્યારે તમારા મનને મનાવી લઈ, જગત અને જીવનની સરળતાને ખાતર, તમારું–પોતાનું જીવન ફરી તમને અનુકૂળ બનીને તમારું કહેવું માનતું

થાય એ ખાતર, જીવન સાથે એવે પ્રસંગે "સમજૂતી" કરી લેજો. એ "સમજૂતી" પુનઃ તમને એવા સંજોગોમાં મૂકશે કે તમે તમારા સિદ્ધાંતાનુસાર તમારા જીવનને ફરી આગળ ધપાવી શકશો.

પણ આવી "સમજૂતી" કરતી વેળા મનને મનાવવાનું કામ જ સૌથી મુશ્કેલ છે. એવે પ્રસંગે તમે પોતે પરાજય અનુભવતા હો એવા અનુભવ થશે, સમજૂતી કરતાં મન ચમચમશે, આંતરવૃત્તિઓ ઘડીભર બંડ પોકારી ઉઠશે! પણ એવે પ્રસંગે જે માનવીએ મનને મનાવી લેવાની વૃત્તિ કેળવી હશે એ માનવી જ જીવન સાથે "સમજૂતી" કરી લઈને દેખાતા પરાજયને વિજયમાં ફેરવી શકશે, કેમ કે ખરૂં જોતાં તો એ સમજૂતી આપણને પરાજિત કરતી નથી, પણ આપણા વિજયપ્રયાણનું એક સોપાન બની રહે છે. એ સમજૂતી પછી પરાજય "પરાજય" રહેતો નથી, પણ "વિજય"માં એનું રૂપાંતર થવા માંડે છે. ઝેરની કડુતાને સ્થાને અમૃતની મીઠાશ તમારું અંતર, આવી સમજૂતી પછી, અનુભવવા લાગે છે. એટલે આ "સમજૂતી"ના આવા ચમત્કારી પરિણામનો વિચાર કરતાં આપણે એને "જીવન જીવવાની કલા" નામ પણ આપી શકીએ.

અનુભવીઓ પોકારે છે કે **"અનુકૂળ હોય કે પ્રતિકૂળ પણ જીવન સાથે સમજૂતી કરી લેવી જ સારી."** તમે પણ આ અનુભવવાણી ઝીલી લઈને વખત આવ્યે આચારમાં

મૂકી જુઓ અને તમને જણાશે કે તમારા જીવનઝેરને અમૃતમાં પલટાવવાની શક્તિ તમારામાં આવી છે. મીરાંબાઈને રાણાએ મોકલેલું ઝેર પ્રભુકૃપાથી અમૃતમાં ફેરવાઈ ગયું હતું એવું આપણે વાંચ્યું છે, પણ જીવનમાં ઝેરને અમૃતમાં પલટાવવામાં તો જીવન સાથેની "સમજૂતી" જ કારગત નીવડે છે! આવી "સમજૂતી" એક પ્રકારની પ્રભુકૃપા જ છે, કેમ કે એ વિષને અમૃત બનાવે છે.

## વિચાર એ છીપ છે, આચાર એ મોતી છે.

તમારી સમક્ષ જો કોઈ માણસ એક છીપ અને એક મોતી મૂકે તો તમે શું પસંદ કરશો? મોતી જ ને? કદાચ કોઈ છીપ પસંદ કરે તો તેને તમે આંધળો કે અક્કલવિહોણો જ કહો ને? પણ નવાઈની વાત તો એ છે કે આજની દુનિયા મોતી કરતાં છીપને એટલે કે આચાર કરતાં વિચારને વધુ મહત્ત્વ આપે છે.

વિચાર! વિચાર!! વિચાર!!! પુસ્તકોમાં વિચાર! વ્યાખ્યાનોમાં વિચાર! વર્તમાનપત્રોમાં ભાતભાતના પરસ્પર વિરોધી વિચાર! રેડિયો પર નાટકોમાં વિધવિધ વિચાર! વાતોમાં અને ચર્ચાઓમાં વિચાર! દલીલો કરવામાં તાર્કિક વિચાર! બધે જ વિચાર! છીપ જ છીપ! મોતીનું એટલે કે આચારનું તો નામ જ નહિ! આનું કારણ શું? કારણ એ જ કે આજની દુનિયાને આચાર કરતાં વિચારનું મૂલ્ય વધારે છે. એક ઓછું ભણેલા પણ આચારવાન માનવી કરતાં એક આચારહીન પણ વિચારોના

ઢગલા ઠાલવનાર માનવીને આજની દુનિયા વધુ મહત્ત્વ આપે છે! એવો માનવી વિદ્વાન લેખાય છે, તેને ઠેર ઠેર માન મળે છે; જ્યારે જીવનમાં આચારને ઉતારનાર મહામૂલા મોતી સરખો પેલો આચારવાન માનવી તો જગતને એક ખૂણે પડયો પડયો, જગતથી છેક જ અજાણ્યુ, પોતાનું જીવન વ્યતિત કર્યે જાય છે!

દોઢ—બે સૈકા પહેલાંના માનવી કરતાં આજનો માનવી વધારે બુદ્ધિમાન, વધારે વિચારવંત, વધારે ચપળ, વધારે ઉદ્યમી, વધારે આકર્ષક, વધારે વાતો કરતો અને વધારે વાંચતો તથા વિચારતો થયો છે. છતાં તે વધારે "સુખી" નથી થયો, કારણ કે તે વધારે "ચારિત્ર્યશીલ" નથી બન્યો. તે વિચારોને જ મહત્ત્વ આપતો અને રાતદિવસ વિચારો કરતો જ થયો છે. સ્વસ્થ, સંતોષી, સિદ્ધાંતસભર અને આચારવાન જીવનથી તો તે દિવસે દિવસે દૂર જ જતો જાય છે.

જગતનાં સર્વ પ્રાણીઓ કરતાં માનવી વધારે બુદ્ધિમાન લેખાય છે. પણ તમે માનશો? માનવી જેટલો પોતાની બુદ્ધિનો દુરૂપયોગ જગતમાં કોઈ યે પ્રાણી કરતું નથી! પ્રથમ દૃષ્ટિએ આ વાત તમને હસવા સરખી લાગશે. પણ થોડાક ઊંડા ઉતરશો તો આ વાતની તમને પ્રતીતિ થઈ જશે. એટમ બોમ્બ અને હાઈડ્રોજન બોમ્બની વિનાશક શોધો એ બુદ્ધિનો મહાનમાં મહાન દુરૂપયોગ નથી તો બીજું શું છે?

આજની દુનિયા સાદા, નિરાડંબરી, ભલાભોળા, આચારવાન અને સિદ્ધાંતવાદી માનવીને 'નમાલો' અને 'અવ્યવહારુ' માને છે; જ્યારે આડંબરયુક્ત, હૈયે એક ને હોઠે બીજું આચરનાર, વિચારોથી જ સામાને આંજી નાખનાર અને સિદ્ધાંત તથા આચાર વગરના "તકવાદી" માનવીને દુનિયા અત્યંત બુદ્ધિશાળી, વિદ્વાન કે નેતા માનીને માન આપે છે! બીજા શબ્દોમાં કહીએ તો "દુનિયા મોતીને અવગણે છે અને છીપને પ્રીછે છે!"

એ ખરું કે જેમ છીપમાંથી જ મોતી નીકળે છે તેમ વિચારમાંથી જ આચાર જન્મે છે. છીપ વિના મોતી સંભવે જ નહિ તેમ સદ્‌વિચાર વિના સદાચાર જન્મે નહિ. પણ છીપમાંથી મોતી કાઢી લઈને આપણે છીપને છીપ પૂરતું જ મહત્ત્વ આપીએ છીએ તેમ વિચારોમાંથી છેવટે તો આચાર રૂપી મોતી જ મેળવી લેવાનું રહે છે અને વિચારોને તો છીપ જેટલું જ મહત્ત્વ આપવાનું રહે છે. આ સત્ય દુનિયા લગભગ વિસરી ગઈ છે. પરિણામ એ આવ્યું છે કે દિવસે દિવસે વિચાર અને આચાર વચ્ચેનું–હોઠ અને હૈયા વચ્ચેનું–અંતર વધતું જ જાય છે. આથી સત્ય તારવી કાઢવું હવે અત્યંત દુષ્કર બની ગયું છે. આજનો માનવી વિચારવમળમાં એવો તો અટવાઈ ગયો છે કે જીવનના સાચા ધ્યેયરૂપ અંતિમ કિનારો તો તેની નજરે પણ પડતો નથી! આજનો બિચારો માનવી મોતીને છોડીને છીપમાં જ રાચે છે!

## આજના યુગનો "વંદનીય" માનવી કોણ?

મારો ઉપલો પ્રશ્ન પ્રથમ નજરે તમને કંઈક વિચિત્ર લાગશે. પણ એ પ્રશ્નનો મારો તાત્ત્વિક અને મૌલિક ઉત્તર સાંભળ્યા પછી તમને એ પ્રશ્ન સ્વાભાવિક લાગશે એટલું જ નહિ પણ વિચારવા સરખો ય લાગશે.

આજને યુગે સાચો "વંદનીય" કોણ? દેશના ઘડતરમાં પોતાનો ફાળો આપવાનો દાવો કરતો અને વ્યાખ્યાનોની, શિખામણોની અને યોજનાઓની ઝડીઓ વરસાવતો કોઈ રાષ્ટ્રનેતા? હું કહીશ કે "ના એ વંદનીય નથી. એ સેવા જરૂર કરે છે, પણ બદલામાં પ્રજા પાસેથી વધુ મેળવે છે. વળી રાજકીય નેતાગીરીના સોપાન ચઢીને કીર્તિ, ધન અને માનપાનને શિખરે બિરાજવાની એને અંતરે ઊંડી ઊંડી અભિલાષા છે. માટે ના, એ વંદનીય નથી!"

ત્યારે કોણ? સ્વર્ગ અને મોક્ષની તેમ જ આત્મા અને પરમાત્માની વાતો કરતો, સંસારને અસાર લેખાવતો પણ સંસારીઓ વચ્ચે જ ઘૂમીને તેમનો ઉદ્ધાર કરવાનો પોકળ દાવો કરતો અને તેમની સેવાઓ તથા તેમનું સન્માન ઝીલતો કોઈ ધર્મગુરૂ? હું જવાબ આપીશ કે "ના, એ વંદનીય નથી. એ 'સ્વર્ગ'ની વાતો કરે છે, પણ પોતાની સગી આંખે આ દુનિયામાં અનેકોને ગરીબી, નિરાધારી અને લાચારીના નરકમાં સબડતા જુવે છે છતા માલમલીદા ઉડાવતો રહે છે ને ધનવાનની હવેલીઓમાં પધરામણી કરતો રહે છે! એ દેવની આરતી ઉતારે છે,

પણ જે ગરીબોમાં દેવ વસે છે તેમના પ્રત્યે તો એ દુર્લક્ષ જ સેવે છે! ભોગ, પ્રસાદ, આરતી, ઝાલર, મંદિરો અને ધનવાનોના મહાલય જોડે જ એને સંપર્ક છે. એનો ધર્મ પુસ્તકોમાંનો અને શાસ્ત્રોમાંનો ધર્મ છે—એનો ધર્મ 'માનવતામંદિર' નથી. માટે ના, એવો ધર્મગુરૂ પણ વંદનીય નથી."

ત્યારે કોણ? કોઈ સમર્થ સાક્ષર, જેણે પોતાનાં અનેક સર્જનો દ્વારા જનતા સમક્ષ વિચારોના ઢગલા ઠાલવ્યા હોય? કોઈ કવિ, સાહિત્યકાર કે પત્રકાર, જેણે પોતાની શક્તિથી જગતને મુગ્ધ કરી દીધું હોય? હું કહીશ કે "ના. કારણ કે વિચારોમાં જ રાચવા કરતાં જરા ય આગળ ન વધેલા અક્ષરના એ માંધાતાઓ આચાર કરતાં વિચારને જ વધુ મહત્ત્વ આપે છે. તેઓ અનેક પ્રકારના પરસ્પર વિરોધી વિચારો અને આંદોલનો પ્રસારીને જગતને વધુ ગૂંચવાડામાં નાખે છે. માટે ના, તેઓ પણ વંદનીય નથી."

ત્યારે કોણ?

કહું? આ યુગમાં સાચો વંદનીય તો છે 'મધ્યમ વર્ગનો માનવી.' એ માનવી તમાચો મારીને મોઢું લાલ રાખે છે. એ બિચારો બાર સાંધે ત્યાં તેર તૂટે છે! પોતાના કુટુમ્બ માટે એ રાતદિવસ ઢસરડો કરે છે. ચિંતામગ્ન રહે છે અને સમાજમાં પોતાનો 'વરતવહેવાર' જાળવી રાખવાની પણ કાળજી રાખે છે. કોઈ ભવ્ય રાજમાર્ગ પર જેટલી

સિફતથી કોઈ ગાડીવાન ગહ્‌વરીઓને બચાવતો ને સંભાળતો સંભાળતો પોતાનું વાહન હાંકયે જાય છે એટલી જ સિફતથી સંસારના રાજમાર્ગ પર મધ્યમ વર્ગનો એ માનવી બધા ગહ્‌વરીઓ એટલે કે બધા વ્યવહારોને બચાવતો ને સંભાળતો પોતાના જીવનરૂપી વાહનને ચલાવ્યે જાય છે! મધ્યમ વર્ગના એ માનવીની આજે તો કોઈને યે પડી નથી! સમાજ તેની પાસેથી બધી શુદ્ધિ, બધાં કર્તવ્ય અને બધા વ્યવહારોની આશા રાખે છે. ધર્મગુરૂ એની પાસેથી ઠીક ઠીક ભેટની આશા રાખે છે. રાષ્ટ્રનેના ભીંસાઈ રહેલા એ મધ્યમ વર્ગના માનવી પાસેથી પણ રાષ્ટ્રઘડતરમાં એ પોતાનો ફાળો આપે એવી આશા રાખે છે! સરકાર એની પાસેથી વિવિધ પ્રકારના કરોની આશા રાખે છે. પણ આ સર્વમાંથી કોઈને યે એની પડી નથી! એ પોતાનું ફોડી લેશે એવી જ સૌ આશા રાખે છે. અરે! પ્રભુને ય એની પડી હોય એવું લાગતું નથી!

અને એટલે જ હું તમને ઉત્તર આપું છું કે "આ યુગે સાચો 'વંદનીય' તો છે મધ્યમ વર્ગનો એ માનવી!"

## એ સૂક્ષ્મ રેખા!

પ્રેમ અને વાસના વચ્ચે, સ્વતંત્રતા અને સ્વચ્છંદતા વચ્ચે, ભક્તિ અને અંધશ્રદ્ધા વચ્ચે, સંયમ અને લાચારી વચ્ચે કે સૌજન્ય અને નિર્માલ્યતા વચ્ચે એક એવી, તો સૂક્ષ્મ રેખા રહેલી હોય છે કે સહજમાં એ પારખવી મુશ્કેલ થઈ પડે છે.

પિતા અને પુત્ર વચ્ચે મર્યાદાની એક એવી સૂક્ષ્મ રેખા હોય છે કે એ રેખાને સહેજ પણ ફૂંક લાગતાં એ રેખા ભૂંસાઈ જાય છે! એ જ રીતે માતા અને પુત્રી વચ્ચે, પતિ અને પત્ની વચ્ચે અને મોટા તથા નાના ભાઈ વચ્ચે પણ એવી જ સૂક્ષ્મ રેખાઓ પડેલી હોય છે. શેઠ અને નોકર વચ્ચે યે આવી એક બારીક રેખા અંકાયેલી હોય છે.

આ રેખાની સૂક્ષ્મતા પ્રીછવી અને મર્યાદાપૂર્વક એ સૂક્ષ્મતાને જાળવી રાખવી એ આ સંસારમાંનાં કઠિનમાં કઠિન કાર્યોમાંનું એક કાર્ય છે. વસ્તુતઃ તો એ રેખા પારખવી પણ સહેલી નથી. એ પારખવા માટે "સંસ્કાર" જોઈએ. નરી આંખે એ સૂક્ષ્મ રેખા પારખી શકાતી નથી. એને નિરખવા માટે તો "સંસ્કાર" રૂપી દૂરબીન જ કામ આવી શકે.

•

આજકાલ આપણે જોઈએ છીએ કે બોલપટોમાં, આજનાં નાટકોમાં અને નવલકથાઓ તેમ જ નવલિકાઓમાં પ્રેમના ઓઠા હેઠળ મોટે ભાગે વાસનાજન્ય આલેખન કરવામાં આવે છે. શુદ્ધ પ્રેમ તો 'શીલ' અને 'ત્યાગ'માં રહેલો હોય છે, એ સનાતન સત્યનું આ યુગમાં વિસ્મરણ થઈ ગયુ હોય એમ લાગે છે. પ્રેમ મોટે ભાગે તો મૌન જ ધારણ કરે છે. પ્રેમ એ કંઈ બચ્ચાંનો ખેલ નથી, મસ્તીની એકાદ ક્ષણજીવી લહરી નથી કે નથી વાસનાવૃત્તિને પોષવાનું પ્રથમ સોપાન. પ્રેમ તો પરમાત્માનું જ ભાવરૂપ છે. પ્રેમ એટલે જ પ્રભુ અને પ્રભુ એટલે જ પ્રેમ! એવો દિવ્ય, પવિત્ર અને સાચો

પ્રેમ ત્યાગ, સંયમ, શીલ અને સહનશક્તિ વિના કેમ સંભવે? અંગ્રેજીમાં એક સુંદર-વાક્ય છે કે "To love and to be loved is divine" એટલે કે "આપણે કોઈક ને ચાહીએ અને બીજું કોઈક આપણને ચાહે એ ઉભય ભાવનાઓ 'દૈવી' છે."

અને આવી જ સૂક્ષ્મ રેખા સ્વતંત્રતા અને સ્વચ્છંદતા વચ્ચે છે. આપણે જોઈએ છીએ કે સ્વતંત્રતાના ઓઠા હેઠળ, હક્કના બહાના હેઠળ અને વ્યક્તિસ્વાતંત્ર્યની ઝુંબેશ હેઠળ પ્રકાર પ્રકારની સ્વચ્છંદતા આચરવામાં આવે છે. આજના આપણા યુવાને તો સ્વતંત્રતા અને સ્વછંદતા વચ્ચેની રેખા ભૂંસી નાખી છે એ આપણા દેશનું દુર્ભાગ્ય છે. એ જ રીતે નોકરીયાતો અને શ્રમજીવીઓ પણ હવે આપણા દેશમાં એ રેખાને મિટાવવા માંડયા છે, જે અનિષ્ટ ભાવિની આગાહી કરે છે.

એવું જ ભક્તિ અને અંધશ્રદ્ધાનું છે. એ બે વચ્ચેની રેખા પણ એટલી જ સૂક્ષ્મ છે. ભક્તિ ઉપકારક અને ઉદ્ધારક છે, જ્યારે અંધશ્રદ્ધા અપકારક અને વિનાશક છે.

આવી સૂક્ષ્મ રેખાઓ પારખવી અને તેમની મર્યાદા જાળવવી એ જ આપણા જીવનને સાચે માર્ગે દોરી જવાનું પરમ સાધન છે. એ સૂક્ષ્મ રેખાઓ તમારા જીવનને શોભારૂપ બની શકે છે અને તમારા જીવનને કલંકરૂપ પણ બની શકે છે. તમે એ સૂક્ષ્મ રેખાઓને પારખો, પીછો અને એમના યથાર્થ ઉપયોગને આવકારો. આજે જગતમાં અનેક

પ્રકારની વિકૃતિઓ આપણી નજરે પડે છે તેના મૂળમાં આ સૂક્ષ્મ રેખાઓને પારખવાનો અભાવ જ રહેલો છે.

## પૃથ્વીની પવિત્રતમ વસ્તુ–આંસુ !

જ્યાં સુધી તમે હસી શકતા હો ત્યાં સુધી જાણજો કે તમારી ગમે તેટલી વય છતાં તમે "યુવાન" જ છો અને જ્યાં સુધી કોઈ કરુણાભરી વાત સાંભળીને, કોઈક કરુણ દશ્ય નિહાળીને કે કોઈ કારુણ્યસભર સ્મૃતિથી તમારી આંખ સ્વાભાવિક રીતે જ ભીની થાય કે મોતી સરખાં એકેક અશ્રુબિંદુ તમારી આંખમાંથી ખરી પડે ત્યાં સુધી તમારામાં માનવતાનો અંશ છે અને એ કારણે તમે "સાચા માનવી" છો એમ જાણી લેજો.

માનવસુલભ નિર્બળતા કેટલીક વાર માનવીને અયોગ્ય પંથે ખેંચી જાય છે. પાપ, અનીતિ કે અનાચાર એવી નિર્બળતામાંથી જ જન્મે છે. પણ જો એ નિર્બળતાનું, એ વિપથતાનું તમને ભાન થતાં સ્વાભાવિક રીતે જ તમારામાં પશ્ચાતાપની ભાવના જાગે તો જાણજો કે હજી તમારામાં "માનવહૈયું" જીવતુંજાગતું બેઠું છે. અને માનવહૃદયની પવિત્રતાનું અને માનવતાનું શ્રેષ્ઠ પ્રતીક તો 'આંસુ' જ છે ! કઠણ હૈયાનો પશ્ચાતાપ ઓગળીને જ્યારે અશ્રુરૂપે વહે ત્યારે એ હૈયું પુનઃ શુદ્ધ, પુનઃ આર્દ્ર અને પુનઃ પવિત્ર બની જાય છે.

જીવનમાં કદી ય ખોટું કામ ન કરે એ 'દેવ', ખોટું કામ કર્યા પછી પોતે ખોટું કર્યું છે એનું ભાન થાય ત્યારે

જે પશ્ચાતાપ ન કરે અને એ ખોટાપણાને ન સુધારે:
'દાનવ' અને ખોટું કર્યા પછી તેના ભાનથી પશ્ચાતાપ કરે,
એ "માનવ". અને પશ્ચાતાપનું પવિત્રતમ, સૂક્ષ્મતમ અને
શ્રેષ્ઠતમ સ્વરૂપ તે "આંસુ"।

સૃષ્ટિના સર્જનહારની સર્વોત્તમ કૃતિ કઈ? ઉત્તર
મળે છે "માનવહૃદય". કેમ કે એ હૃદય દ્વારા માનવી
જાત જાતનાં સ્પંદનો અનુભવે છે અને આર્દ્રતાનો સ્પર્શ
પામે છે. કારુણ્યની સરવાણી એ માનવહૈયામાંથી જ ફૂટે
છે. જેમ અબોલ આંખ કેટલીક વાર મૂગી ભાષા બોલે છે
તેમ માનવહૃદય કેટલીક વાર મૂગા વ્યવહારો અનુભવે છે.
સાચું ખોટું તારવી કાઢવાની એ હૃદયને પ્રભુએ એક વિશિષ્ટ
શક્તિ આપી છે, જેનું નામ 'પ્રેરણા' છે. આ સર્વ કારણે
જ 'માનવહૃદય' એ પરમાત્માની શ્રેષ્ઠતમ કૃતિ છે.

જગતમાં અનેક પવિત્ર ભાવનાઓ અને વસ્તુઓ
અસ્તિત્વમાં છે. પ્રેમ, ભક્તિ, ત્યાગ, સહનશીલતા, સેવા-
ભાવ વગેરે ભાવનાઓ પવિત્ર છે એ જ રીતે જગતમાં
કેટલીક પવિત્ર વસ્તુઓ પણ છે. પરંતુ એ સર્વમાં પવિ-
ત્રમાં પવિત્ર કોઈ વસ્તુ હોય તો તે "આંસુ" છે, કેમ કે
અશ્રુ માનવહૃદયને એવું તો પરિમાર્જિત કરે છે કે એ
પરિમાર્જન પછી એ હૃદય કોઈક નિર્મળ સરોવરના સ્ફટિક
સરખા જળ સમું પારદર્શક બની જાય છે!

આંસુ અંતરનો ભાર હળવો કરે છે અને અંતરને
ધોઈને સ્વચ્છ કરે છે. વાદળીઓથી ઘેરાયેલો સૂર્ય જેમ થોડી

વારે પાછો બહાર આવે છે તેમ અયોગ્ય વિચારો કે વર્તનથી આચ્છાદિત બનેલી માનવતાને આંસુ પુનઃ બહાર લાવે છે.

જે હસી શકે નહિ તે માનવ નહિ તેમ જે રડી શકે નહિ એ પણ માનવ નહિ. સ્મિત અને અશ્રુ, હાસ્ય અને રૂદન એ પણ માનવીની "સજીવતા"નાં પ્રતીકો છે.

માનવહૃદય પવિત્ર છે, માનવહૃદયનો પશ્ચાત્તાપ પવિત્રતર છે, જ્યારે માનવીની આંખમાંનાં અમૂલ્ય અશ્રુમૌક્તિકો પવિત્રતમ છે, કારણ કે આંસુ ખેરવનાર માનવી પવિત્રતાની પરાકાષ્ટાએ પહોંચ્યાની સાચી સાક્ષી એવાં અશ્રુમૌક્તિકો આપે છે.

જેટલી ધરતીમાતા પવિત્ર છે, જેટલો પ્રેમ પવિત્ર છે, જેટલો પ્રભુ પવિત્ર છે, જેટલી માનવતા પવિત્ર છે એટલાં જ પવિત્ર આંસુ છે. એવાં આંસુઓને કદી ખાળશો નહિ! હૈયાની એ 'દિવ્ય' સરવાણીને મુક્ત રૂપે વહેવા દેજો! અંતરની શુદ્ધતા કાજે, હૃદયના પરિમાર્જન કાજે આસુ જ શ્રેષ્ઠતમ સાધન છે, કેમ કે અંતરના સૂક્ષ્મમાં સૂક્ષ્મ પશ્ચાત્તાપને એ આંસુ કોઈક મૂગી ભાષામાં પરિસ્ફુટ કરે છે.

### આજનું "કહેવાતું" ઊંચું જીવનધોરણ

આજના યુગમાં તો દુનિયાનો દરેક દેશ "જીવનધોરણ ઊંચું લાવો! જીવનધોરણ ઊંચું લાવો!" એમ પોકારી પોકારીને કહી રહ્યો છે ને એ માટે જાતજાતની મથામણો કરી રહ્યો છે. એ કહેવાતા ઊંચા જીવનધોરણ પાછળ આજની દુનિયા આંધળી દોટ મૂકી રહી છે. પરિણામે ઊંચા જીવન-

"ગ્રાહ્ય" ઊંચું જીવનધોરણ એ એમાંથી કોને કહેવાય તેનો વિચાર કરો.

કોઈ પણ પરિસ્થિતિનો વિચાર કેવળ એની સપાટી જોઇને જ નહિ, પણ ઊંડું અવગાહન કરીને તાત્વિક રીતે કરવો જોઇએ, અને આવા કહેવાતા જીવનધોરણનો તાત્વિક રીતે વિચાર કરતાં મને જે લાગ્યું તે નીડરતાથી-આખી દુનિયાના અભિપ્રાયની સામે થઇને પણ અને કોઈ મને ઘેલો, મૂર્ખ કે જૂના જમાનાનો માનવી કહે તેની ખેવના વિના પણ-અહીં લખ્યું છે, હવે તમે એ વિષે તાત્વિક રીતે વિચાર કરી જોશે.

આ યુગનો એકમાત્ર સિદ્ધાંત-સિદ્ધાંતહીનતા

એક કાળે માનવી સિદ્ધાંતને ખાતર, ટેકને ખાતર કે વચનને ખાતર અનેકાનેક ભોગો તો શું પણ પ્રાણ સુદ્ધાં આપતો ! આજે તો એ વિષયમાં એટલી બધી અવનતિ થઇ છે કે આ જમાનામાં તો સિદ્ધાંતને વળગી રહેનારો માનવી તરંગી, અવ્યવહારુ કે 'વેદિયો' લેખાય છે ! આજે તો માનવીના વિચારો અને આચારો વચ્ચે ઉત્તર અને દક્ષિણ ધ્રુવ જેટલું અંતર છે ! સમૃદ્ધ વિચારોથી કે વાક્છટાથી સામાને આંજી નાખીને જીવનમાં આગળ વધવું એ જ જાણે આજે તો માનવીનું ધ્યેય થઇ પડયું હોય એમ લાગે છે ! જીવનમાં અમુક સિદ્ધાંતપાલન ખાતર ભોગ આપવો એ તો હવે આજના માનવી માટે સ્વપ્ન સરખી વાત બની ગઈ છે ! આજે તો જાણે દુનિયાંમાં એક જ સિદ્ધાંત પ્રવર્તી રહેલો લાગે છે અને એ છે

સિદ્ધાંતહીનતા ! જીવનમાં કોઈ પણ પ્રકારના સિદ્ધાંતને વળગી ન રહેવું એ જ જાણે આ યુગનો એકમાત્ર સિદ્ધાંત હોય એમ લાગે છે !

પ્રશ્ન એ થાય છે કે "જો સારા અને સમૃદ્ધ વિચારો; ઉચ્ચાદર્શો અને ભવ્ય ભાવનાઓ આચારમાં ઉતારવાનાં ન હોય, જો જીવનસાગરને સિદ્ધાંતરૂપી પાળ ન હોય તો જગતમાં જે આટલું બધું 'સારું સારું' બોલાય છે અને લખાય છે એનો અર્થ શો ?" ઉત્તર મળે છે કે "અર્થ કશો જ નહિ !" આજે તો ભૌતિક ઉન્નતિ કે ઐહિક સુખો એ જ જાણે માનવીનું લક્ષ્યબિંદુ થઈ પડ્યાં છે ! આજે તો માનવીના જીવનને માપવાની ફૂટપટ્ટી જાણે "પૈસો" જ થઈ પડી છે ! એ કારણે જ અંગ્રેજીમાં એક વાક્ય હવે પ્રચલિત થઈ ગયું છે કે "Today a man is known not by what he is but by what he has!"

એક બીજી વાત. કોઈ કોઈ વાર આપણને આ જમાનામાં પણ સિદ્ધાંત પાળનાર 'વિરલ' માનવી મળી આવે છે ત્યારે આપણે મોટે ભાગે તેના સિદ્ધાંતને 'હઠ' જ સમજીએ છીએ. પણ 'સિદ્ધાંત' અને 'હઠ' વચ્ચેની સૂક્ષ્મ રેખા પારખી લેવી આવશ્યક છે. અમુક ખોટો આદર્શ જગતમાં પ્રચલિત ન થાય એ માટે દાખલો બેસાડવા અમુક વ્યક્તિએ પોતાના જીવનમાં આચરી બતાવેલો સદાચાર એ "સિદ્ધાંત" છે, જ્યારે પોતાના જ મત મુજબનું કાર્ય ગમે તે ભોગે કરવાનો દુરાગ્રહ રાખવો એ "હઠ" છે. આવા દુરાગ્રહ સંબંધમાં શ્રી "ધૂમકેતુ"નું

પોશાકનું બાહ્ય સ્વરૂપ તો હાંસલ થાય છે, પણ જીવનનું મૂલગામી ધ્યેય–શાંતિ અને સંતોષભર્યું જીવન–હાંસલ થતું નથી. કારણ શું ?

અત્યારે આપણે કોઈ પણ વ્યક્તિ કે પ્રજાની ખરીદ-શક્તિ વધે તેને જીવનધોરણ ઊંચું ગયાનું પ્રતીક લેખીએ છીએ, પહેલાં તમે મહિને સો રૂપિયા ખર્ચી શકતા હતા અને હવે ત્રણસો ખર્ચી શકો છો–કેવળ એ કારણે જ તમારું જીવનધોરણ ઊંચું ગયેલું લેખાય છે.

પણ ખરી વાત તો એ છે કે તમે માસિક સો રૂપિયા ખર્ચતા હતા ત્યારે જેટલા સુખી, સંતોષી અને સ્વસ્થ હતા તેટલા તેનાથી ત્રમણું ખર્ચ્યા છતાં ય તમે અત્યારે સુખી નથી ! ત્રણગણા પૈસા ખર્ચવા છતાં પણ બદલામાં તમને આગળ જેવી શુદ્ધ વસ્તુઓ અને પહેલાં સરખા પ્રામાણિક વ્યવહારો પ્રાપ્ત થતાં નથી ! તમારી કમાણી વધી તેમ ચીજોના ભાવ પણ વધ્યા, ભેળસેળ વધી, અપ્રામાણિકતા વધી અને અશાંતિ, અસંતોષ તથા અવગતિયાપણું પણ સાથે સાથે વધ્યાં.

મેં એક પાશ્ચાત્ય વિચારકનો અભિપ્રાય વાંચેલો કે "જીવનધોરણ નીચું હતું ત્યારે લોકો જેટલા સુખી હતા તેટલા સુખી અત્યારના ઊંચા જીવણધોરણના યુગમાં લોકો નથી."

મારા નમ્ર મત મુજબ તો ઉપલો અભિપ્રાય તદ્દન સાચો છે. અને છતાં આ જમાનામાં મારા જેવો કોઈ

એમ કહે કે "જીવનધોરણ નીચું લાવો!" તો દુનિયા તેને ગાંડો જ કહેવાની!

આજના કહેવાતા ઊંચા જીવનધોરણથી અનેક અનિષ્ટો અને જટિલ આર્થિક સમસ્યાઓ જન્મે છે, જીવનમાંથી સરળતા, સાદાઈ અને સંતોષ અદૃશ્ય થાય છે. ઊંચા જીવનધોરણને કારણે જીવનની જરૂરિયાતો વધે છે અને જીવનની જરૂરિયાતો જેમ જેમ વધતી જાય છે તેમ તેમ માણસના જીવનમાં અનીતિ, અસંતોષ અને અશાંતિ વધતાં જ જાય છે.

કહે છે કે આજના કહેવાતા ઊંચા જીવનધોરણમાં સૌથી અગ્રસ્થાને રહેલા અમેરિકામાં આજે તો નોકર કે રસોઈયો મળવો મુશ્કેલ થઈ પડયો છે! પરિણામે હજારો કુટુંબો રોજ હોટલોમાં જમે છે! ત્યાં તો હવે નોકર તરીકે રહેવા આવનાર વ્યક્તિ શેઠ પાસે તેના આગલા નોકરનું સર્ટીફીકેટ માગે છે!

હવે જૂના જમાનાના કહેવાતા "નીચા જીવનધોરણ"નો એક દાખલો લઈએ. આપણા ભારતનાં ગામડાંઓમાં ગામડાનો મુખી પોતાના આખા ગામને રોજ સવારે મફત છાશ આપતો! જેને જેટલી છાશ જોઈએ તેટલી લઈ જાય! "છાશમાં તે વળી કિંમત શી લેવી?" એવી માન્યતા ત્યારે પ્રચલિત હતી.

હવે તમે આ બેઉ પરિસ્થિતિઓ સરખાવો અને

"સાચું" ઊંચું જીવનધોરણ એ બેમાંથી કોને કહેવાય તેનો વિચાર કરો.

કોઈ પણ પરિસ્થિતિનો વિચાર કેવળ એની સપાટી જોઈને જ નહિ, પણ ઊંડું અવગાહન કરીને તાત્ત્વિક રીતે કરવો જોઈએ, અને આવા કહેવાતા જીવનધોરણનો તાત્ત્વિક રીતે વિચાર કરતાં મને જે લાગ્યું તે નીડરતાથી–આખી દુનિયાના અભિપ્રાયની સામે થઈને પણ અને કોઈ મને ઘેલો, મૂર્ખ કે જૂના જમાનાનો માનવી કહે તેની ખેવના વિના પણ–અહીં લખ્યું છે, હવે તમે એ વિશે તાત્ત્વિક રીતે વિચાર કરી જોયો.

## આ યુગનો એકમાત્ર સિદ્ધાંત–સિદ્ધાંતહીનતા

એક કાળે માનવી સિદ્ધાંતને ખાતર, ટેકને ખાતર કે વચનને ખાતર અનેકાનેક ભોગો તો શું પણ પ્રાણ સુદ્ધાં આપતો ! આજે તો એ વિષયમાં એટલી બધી અવનતિ થઈ છે કે આ જમાનામાં તો સિદ્ધાંતને વળગી રહેનારો માનવી તરંગી, અવ્યવહારુ કે 'વેદિયો' લેખાય છે ! આજે તો માનવીના વિચારો અને આચારો વચ્ચે ઉત્તર અને દક્ષિણ ધ્રુવ જેટલું અંતર છે ! સમૃદ્ધ વિચારોથી કે વાક્છટાથી સામાને આંજી નાખીને જીવનમાં આગળ વધવું એ જ જાણે આજે તો માનવીનું ધ્યેય થઈ પડયું હોય એમ લાગે છે ! જીવનમાં અમુક સિદ્ધાંતપાલન ખાતર ભોગ આપવો એ તો હવે આજના માનવી માટે સ્વપ્ન સરખી વાત બની ગઈ છે ! આજે તો જાણે દુનિયામાં એક જ સિદ્ધાંત પ્રવર્તી રહેલો લાગે છે અને એ છે

સિદ્ધાંતહીનતા ! જીવનમાં કોઈ પણ પ્રકારના સિદ્ધાંતને વળગી ન રહેવું એ જ જાણે આ યુગનો એકમાત્ર સિદ્ધાંત હોય એમ લાગે છે !

પ્રશ્ન એ થાય છે કે "જો સારા અને સમૃદ્ધ વિચારો, ઉચ્ચાદર્શો અને ભવ્ય ભાવનાઓ આચારમાં ઉતારવાનાં ન હોય, જો જીવનસાગરને સિદ્ધાંતરૂપી પાળ ન હોય તો જગતમાં જે આટલું બધું 'સારૂં સારૂં' બોલાય છે અને લખાય છે એનો અર્થ શો ?" ઉત્તર મળે છે કે "અર્થ કશો જ નહિ !" આજે તો ભૌતિક ઉન્નતિક કે ઐહિક સુખો એ જ જાણે માનવીનું લક્ષ્યબિંદુ થઈ પડ્યાં છે ! આજે તો માનવીના જીવનને માપવાની ફૂટપટ્ટી જાણે "પૈસો" જ થઈ પડી છે ! એ કારણે જ અંગ્રેજીમાં એક વાક્ય હવે પ્રચલિત થઈ ગયું છે કે "Today a man is known not by what he is but by what he has!"

એક બીજી વાત. કોઈ કોઈ વાર આપણને આ જમાનામાં પણ સિદ્ધાંત પાળનાર 'વિરલ' માનવી મળી આવે છે ત્યારે આપણે મોટે ભાગે તેના સિદ્ધાંતને 'હઠ' જ સમજીએ છીએ. પણ 'સિદ્ધાંત' અને 'હઠ' વચ્ચેની સૂક્ષ્મ રેખા પારખી લેવી આવશ્યક છે. અમુક ખોટો આદર્શ જગતમાં પ્રચલિત ન થાય એ માટે દાખલો બેસાડવા અમુક વ્યક્તિએ પોતાના જીવનમાં આચરી બતાવેલો સદાચાર એ "સિદ્ધાંત" છે, જ્યારે પોતાના જ મત મુજબનું કાર્ય ગમે તે ભોગે કરવાનો દુરાગ્રહ રાખવો એ "હઠ" છે. આવા દુરાગ્રહ સંબંધમાં શ્રી "ધૂમકેતુ"નું

એક વાક્ય અહીં ટાંક્વા જેવું છે: "હું કહું છું એ જ સત્ય અને એ સિવાયનું બીજું બધું અસત્ય એના જેવું અસત્ય આ જગતમાં બીજું એકે નથી !"

સિદ્ધાંતપાલનની બાબતમાં આજની અર્થવાદી દુનિયા એટલી તો પતિત થઈ ગઈ છે કે આજે તો સિદ્ધાંત ન પાળનાર તરફ કોઈ યે જરા ય તિરસ્કારથી જોતું નથી કે સિદ્ધાંત પાળનાર તરફ કોઈ યે લેશમાત્ર આદર દર્શાવતું નથી ! આજે કેવળ વેપારીઓ, કેવળ કાળાં બજારિયાઓ કે કેવળ સટોડિયાઓ જ સિદ્ધાંતહીન હોય છે એવું નથી, પણ લેખકો, પત્રકારો, શિક્ષકો, કેળવણીકારો, નેતાઓ અને ધર્માચાર્યો પણ સિદ્ધાંતને નેવે મૂક્તા જણાય છે ! એમાં યે હું જ્યારે મારા કોઈ લેખક કે પત્રકારબંધુને લેખન અને વાણીમાં 'એક' અને આચારમાં 'બીજું' આચરતો અને પવિત્ર તથા સૈદ્ધાંતિક જીવન જીવતા માનવીની દૃષ્ટિએ "ભયંકર કર્મો" આચરતો જોઉં છું ત્યારે મારા લખેલા "આજની દુનિયા" નામે નાટકનું આ વાક્ય મને યાદ આવી જાય છે: "હજી તો એટલું સારૂં છે કે ઈશ્વરે માનવીને 'અમર' નથી બનાવ્યો, નહિ તો એ શેતાન માનવી કોણ જાણે શું નુ શું ય કરત ?"



"તું મને બનાવી જાણે છે,
"હું તને બનાવી જાણું છું."

પ્રભુ ! અનાદિ કાળથી જગત કહેતું આવ્યું છે કે "માણસને પ્રભુએ બનાવ્યો છે." આટઆટલા યુગોથી

કરોડો ને અબજો માનવીઓ આ વાત કહેતા આવ્યા છે એટલે હું એ માની લઉં છું. બાકી જો તું મને સાચું પૂછે તો આ એકવીસમી સદીમાં તો માણસો જ તને બનાવે છે!

દૂર ક્યાં જાય છે, ઈશ્વર! મારો જ દાખલો લે. લોકો મને ભક્ત અને દાનવીર માને છે, કોઈક મહાન વ્યક્તિ માને છે. જગતમાં જન્મીને મેં મારું જીવન સાર્થક કર્યું છે એમ માને છે. આ બધું મેં દુનિયાને અને તને બનાવવાની અદ્ભુત કલાથી જ હાંસલ કર્યું છે. કેવી સિફતથી હું દુનિયાની આંખમાં ધૂળ નાખી શકું છું તે જોવા માટે તારે આંખ હોય તો એ તું જોઈ લે.

દુનિયા આખી ઉપર ઉપરથી "પ્રભુ! પ્રભુ!" કરે છે એટલે હું યે તને માનવાનો ને પૂજવાનો ડોળ કરું છું. દુનિયાને સંતોષવા માટે ને ઠગવા માટે બાહ્ય દેખાવ પૂરતો મેં તને મારો પ્રભુ બનાવ્યો છે. બાકી મારો સાચો પ્રભુ તો બીજો જ છે. એ પ્રભુનું નામ છે "પૈસો!" અને એ પ્રભુ તો મારા ગજવામાં જ છે! એ તો તારાથી ક્યાંય મોટો છે! મને જે જોઈએ તે એ પૈસો મેળવી આપે છે. દુનિયા આખી એને પૂજતી થઈ ગઈ છે ને સાથે સાથે તને બનાવતી પણ થઈ ગઈ છે! તને પૂજવાનો દેખાવ કરીને પૈસારૂપી પ્રભુને હાંસલ કરવાની કરામતમાં આજે દુનિયા ખૂબ કુશળતાથી પ્રગતિને પંથે આગેકૂચ કરી રહી છે!

મૂરખ પ્રભુ! તને હું ક્યાં ક્યાં ને કેવી કેવી રીતે

બનાવું છું તેની તને શી ખબર ? દુનિયા કહે છે કે "પ્રભુની લીલાનો કોઈ પાર પામી શકતું નથી !" સાચી વાત તો એ છે કે તારા બનાવેલા માનવીની લીલાનો પાર કોઈ પામી શકતું નથી–તું પણ નહિ !

તું તો હવે " આઉટ ઓફ ડેટ "–જરી–પુરાણો–થઇ ગયો છે એટલે, તને અમારી " અપ–ટુ–ડેટ " લીલાઓ ક્યાંથી સમજાય ? મારાં ઉજળાં વસ્ત્રો હેઠળ મારી ભયંકર કાળાશ મેં દુનિયાથી ને તારાથી કેવી સિફતથી છુપાવી રાખીને છે ! હું કાળાં બજારો કરું છું, વ્યભિચાર આચરું છું, આડે હાથે પૈસો મેળવું છું અને અનેકનાં ગળાં સિફતથી રહેંસી નાખું છું ! પણ દુનિયા એ બધું ભૂલી ગઈ છે, કેમ કે મેં તારું મંદિર બંધાવ્યું છે ને હું ધર્મિષ્ઠમાં ખપું છું. લોકો મને આદર્શ માનવી ને આદર્શ ધનવાન માને છે, વર્તમાનપત્રો મારી તસ્વીરો છાપે છે ને સરસ્વતીસેવકો મારાં ચોંકાટ વખાણ માટે પોતાની 'ભાડુતી કલમ'ને વહેતી મૂકે છે ! કોઈ ચે મને કહેતું નથી કે હું પાપી છું ! સૌ મને પૂજે છે, કેમ કે દંભમાં હું પાવરધો છું ! તારે પણ દંભ શીખવો હોય તો આપણી પાસે આવી જજે ! દુનિયાને બનાવવાની કલામાં હું નિષ્ણાત છું, પછી તને બનાવવો તેમાં તે શી મોટી વાત છે ?

મારા અંતરના કપટભર્યા વિચારો અને મારા બાહ્ય આચારો વચ્ચે ભલે દક્ષિણ ધ્રુવ અને ઉત્તર ધ્રુવ

જેટલું અંતર હોય, દુનિયા એ કયાં જોવા જાય છે ? દુનિયાને તો તારા કરતાં ય પ્રબળ બની બેઠેલા અને તને મહાત કરીને જગત પર આધિપત્ય જમાવી બેઠેલા પૈસાના જાદુથી હું એવી તો આંજી નાખું છું કે ધર્મ, નીતિ, ચારિત્ર્ય, સિદ્ધાંત, સત્–અસત્–એવી એવી બધી વાતો દુનિયા ભૂલી જ જાય છે ને મને એક મહાન માનવી તરીકે પૂજે છે ! તારા પુજાવાનો જમાનો તો હવે ગયો !

આ એકવીસમી સદીમાં દુનિયાને ઠગવી ખૂબ સહેલી છે, કારણ કે જે પોતાની જાતને ઠગે છે તેને બીજાથી ઠગાતાં વાર લાગતી નથી ને આજ તો લગભગ આખી દુનિયા પોતાની જાતને ઠગે છે! તને ઠગવો એ તો ઈશ્વર! દુનિયાને ઠગવા કરતાં ય સહેલું છે ! દુનિયાને અને તને આંખે અવળા પાટા બંધાવવા માટે હવે તો 'કલદાર' જ બસ છે ! એટલે જ મને કવિતાની આ બે લીટીઓ બહુ ગમે છે :

"તારાથી હૈ હૈ વાત પ્રભુ ! કેવો હું છુપાવી જાણું છું ?
તું મને બનાવી જાણે છે, હું તને બનાવી જાણું છું !"

## માનવજીવનની મોંઘી મૂડી—એકાગ્રતા

ક્રિકેટની કોઈ મોટી "ટેસ્ટ મેચ"માં દાવ લેતા કોઈ જાણીતા "બેટ્સમેન"ને તમે બારીકીથી અવલોકયો છે ? એ દાવ લેનારે સામેથી દડા ફેંકનારના પ્રત્યેક દડાની ગતિનું અને પ્રકારનું એકાગ્રતાપૂર્વક—અત્યંત એકાગ્રતાપૂર્વક—અવ–લોકન કરવાનું હોય છે. કેવળ દડાનું જ નહિ, દડો

ફેંકનારના વેગનું, એના શારીરિક હલનચલનનું અને એના હાથમાંથી દડો છૂટે એ વેળાના એના હાથના વળાંકનું પણ સૂક્ષ્માવલોકન દાવ લેનાર એ ખેલાડીએ કરવાનું હોય છે. એ માટે તેણે ગહન એકાગ્રતા સાધવાની હોય છે– કહો કે પ્રભુધ્યાનમાં નિમગ્ન બનેલા કોઈ યોગી જેટલી એકાગ્રતા એણે સાધવાની હોય છે! ક્રિકેટની રમતના નિષ્ણાતો કહે છે કે એ એકાગ્રતા જેટલે અંશે ખંડિત થાય એટલે અંશે દાવ લેનાર "આઉટ" થઈ જવાનો સંભવ વધારે. તાત્પર્ય કે "વિકેટ" પાસે ટકી રહેવા માટે એ ખેલાડીએ સતત એકાગ્રતા જાળવવાની હોય છે. એકાગ્રતાની આ ટેવ જેટલે અંશે ખેલાડી કેળવે એટલે અંશે એ રમતમાં પ્રગતિ સાધી શકે.

જેમ ક્રિકેટની રમતમાં તેમ જીવનના પ્રત્યેક ક્ષેત્રમાં પ્રગતિ સાધવા કાજે એકાગ્રતા આવશ્યક છે. જગતના મહાન ચિન્તકો, વિશ્વના પ્રખર વૈજ્ઞાનિકો, દુનિયાના અગ્રણી રાજપુરુષો, ઉદ્યોગોમાં ક્રાન્તિ લાવનાર મહાન ઉદ્યોગપતિઓ કે સાહિત્ય તેમ જ પુરાતત્ત્વમાં સંશોધન કરનાર ગહન સંશોધકો–એ સૌએ એકાગ્રતા સાધવી જ પડે છે. જગતમાં જેમણે જેમણે મહાન ઉલ્લેખનીય કાર્યો કર્યાં છે તે સૌને એકાગ્રતાની આરાધના કરવી જ પડી છે.

એકાગ્રતા એ સિદ્ધિની જનેતા છે. જગતમાં જેઓ સ્થૂળતાની ઝાઝી પરવા કર્યા વિના સૂક્ષ્મતાને વરે છે તેઓ આંતરિક વસ્તુસ્થિતિનાં દર્શન કરી શકે છે. શોધકે પણ

આંતરિક્તાને જ નિહાળવાની અને પારખવાની હોય છે. અને એટલે જ એણે એકાગ્રતા કેળવવાની હોય છે. મોતી મેળવવા જેમ મરજીવો સાગરને તળીયે ડૂબકી મારે તો જ મોતી પામી શકે તેમ તમે પણ મનરૂપી સાગરના તળીયા સુધી એકાગ્રતાથી ડૂબકી મારી શકો તો જ સિદ્ધિ રૂપી મૌક્તિક પામી શકો.

જીવનમાં કેવળ એક જ નિશ્ચિત ધ્યેયને વરેલો માનવી વિશેષ સહજભાવે એકાગ્રતા સાધી શકે છે. એકાગ્ર માનવી જાણે પોતાના ધ્યેયમાં જ દુનિયાને ખોવાઈ ગયેલો લાગે છે! દુનિયાને તે શૂન્યમનસ્ક કે પાગલ સરખો લાગે છે, પણ વાસ્તવમાં તો પોતાના ધ્યેય પ્રત્યેની એકાગ્રતા જ એને દુનિયાની બીજી બાબતો પ્રત્યે ઉદાસીન બનાવી દે છે.

માનવી માટે અને જગત માટે એકાગ્રતા એક મોંઘી મૂડી સમાન છે. માનવકલ્યાણ કાજે અને જગતની ઉન્નતિ અર્થે એ અનિવાર્ય છે. જગત જેટલું વધારે ઓછાબોલું, વધારે શાંત અને વધારે એકાગ્ર બનશે એટલી એ વધારે પ્રગતિ સાધી શકશે, એમાં શંકા નથી.

માટે ઓછું બોલો ને ચિત્તની એકાગ્રતા સાધી તમારા નિશ્ચિત ધ્યેયમાં લાગી જાઓ. અંગ્રેજીમાં એક કહેવત છે કે "Anything worth doing is worth doing well." એટલે કે "કરવા જેવું કોઈ પણ કામ સુપેરે કરવા જેવું જ હોય છે." અને કામને સુપેરે કરવા કાજે અને એને પરિણામે સિદ્ધિને વરવા કાજે એકાગ્રતા જ 'મહામંત્ર' છે.

જીવનમાં વિજયમાર્ગે પ્રસ્થાન કરવાનો વિરલ 'સિદ્ધિમંત્ર' તો "એકાગ્રતા જ" છે.

## "સાધન" જ્યારે "સાધ્ય" બની જાય ત્યારે–

માનવીના જીવનમાં કોઈ ને કોઈ હેતુ અવશ્ય હોવો જોઈએ. હેતુશૂન્ય જીવન એક પ્રકારનું મૃત્યુ જ છે. માનવ-જીવનના ધ્યેયની પૂર્તિ કાજે માનવીએ કેટલાંક સાધનોનો ઉપયોગ કરવાનો હોય છે. પણ કેટલીક વાર બને છે એવું કે આ સાધનોમાંનું એકાદ સાધન જ માનવીનું 'સાધ્ય' બની જાય છે ! એમ થતાં એમાંથી અનિષ્ટ જન્મવાનું જ. આ સત્ય હું આ ટૂંકા લેખમાં બેએક દૃષ્ટાંતોથી સ્પષ્ટ કરીશ.

પ્રાચીન યુગમાં માણસો પોતાની જરૂરિયાતોનો અદલોબદલો કરતા. બીજાને જરૂરની હોય એવી ચીજો તેને આપીને પોતાને જરૂરની ચીજો બીજા પાસેથી મેળવી શકાતી. આમાં મુશ્કેલી એ ઊભી થઈ કે કોઈક વાર પોતાને જરૂરની ન હોય એવી વસ્તુ પણ બદલામાં લેવી પડતી અને સામાને જરૂરની ન હોય એવી વસ્તુ એને આપવી પડતી. પરિણામે અદલાબદલા માટે એક 'માધ્યમ'ની જરૂર જણાઈ. એ માધ્યમ તે ધાતુનું નાણું. એ નાણું મૂળ તો એક 'સાધન' જ હતું. પણ આજના યુગમાં તો એ 'સાધ્ય' બની ગયું છે ! પૈસાને ખાતર આજે માણસ ગમે તેવાં પાપ આચરવામાં પાછું વાળીને જોતો નથી કે વિશ્વાસઘાત કરતાં પણ અચકાતો નથી ! પરિણામે આજે

પૈસો જ માનવીનો "આરાધ્ય દેવ" બની ગયો છે અને જગતનાં મોટા ભાગનાં અનિષ્ટોનું મૂળ બની ગયો છે.

બીજું દૃષ્ટાંત : પ્રભુને પામવો એ જ માનવજીવનનું 'સાધ્ય' હોવું જોઈએ. એ માટે તપ, જપ, ધ્યાન, દાન વગેરે અનેક સાધનો છે. એ સાધનો મોટે ભાગે ધાર્મિક ક્રિયાઓ જેવાં છે. પણ પછી સમય જતાં આ ધાર્મિક ક્રિયાઓ જ 'સાધન' ને બદલે 'સાધ્ય' બની ગઈ ! પરિણામે પ્રભુને પામવાની ભાવના ભૂલાતી ચાલી અને ધાર્મિક ક્રિયાઓ જ 'ધ્યેય'નું સ્વરૂપ ધારણ કરતી ગઈ ! આના ફળરૂપે આજે આપણે જોઇએ છીએ કે ધર્મના ઓઠા હેઠળ જગતમાં જેટલો દંભ અને જેટલો અધર્મ આચરવામાં આવે છે તેટલો બીજા કોઈ ઓઠા હેઠળ આચરાતો નથી.

ત્રીજું દૃષ્ટાંત : આ યુગમાં પ્રજાને કેળવવા માટે ચોલપટ એ સૌથી વધારે 'કારગત' માધ્યમ છે. ચોલપટનું 'સાધ્ય' છે પ્રજાઘડતર. આ કારણે કોઈ પણ અખબારનું 'સાધ્ય' અમુક ચોલપટ પ્રજાને ઉન્નત કરશે કે અવનત કરશે એનું દાખલાદલીલ સાથે પૃથક્કરણ કરીને પ્રજાને સારાં ચોલપટો જોતી કરવી એ જ હોવું જોઇએ. ચોલ-પટસર્જનનાં અનેક સાધનોમાંનું એક સાધન ચોલપટમાનો અભિનય પણ છે. અભિનય કરનાર અભિનેતાઓ અને અભિનેત્રીઓ એ 'સાધન'નાં પણ એક 'સાધન' જેવાં (એટલે કે અંગ જેવાં) છે. હવે મૂળ 'સાધ્ય'—ચોલપટની ચર્ચા કરવાને બદલે- આજનાં આપણાં અખબારો અમુક

નટીના ઘરની ભીંતનો રંગ કેવો છે, તે કેવા સેન્ડલ પહેરે છે, તેને શું ભાવે છે ને શું નથી ભાવતું, તે પોતાના કૂતરાને શી રીતે રમાડે છે (કોઈ કોઈ વાર પતિને પણ!) વગેરે વિશેની લલચામણી અને વિચિત્ર વિગતોથી જ પાનાં ભરે છે! બીજા શબ્દોમાં કહીએ તો તેઓ 'સાધન'ને 'સાધ્ય' બનાવી મૂકે છે! પ્રજાને માટે એ કેવળ અવનતિકર જ નથી, પણ પ્રજાના સમય અને પૈસાનો એક પ્રકારનો એ "Crimina waste" જ છે! આના અનિષ્ટ ફળરૂપે આપણે જોઈએ છીએ કે આપણી પ્રજા સારાં ચિત્રોને અપનાવતી નથી કે ખરાબ ચિત્રો પ્રત્યે લેશ પણ ઘૃણા દાખવતી નથી. કાંચન છોડીને કથીર ગ્રહણ કરવાનું પ્રજાને શીખવનાર આ અખબારો આ રીતે પોતાની નૈતિક ફરજ ચૂકે છે અને 'સાધન' ને 'સાધ્ય' બનાવી દઈને અધોગતિની ગર્તામાં ગબડાવે છે.

માટે 'સાધન'ને કદી પણ 'સાધ્ય' ન બનાવશો. બનાવશો તો એને પગલે પગલે અવનતિ આવવાની જ છે!

### પ્રેમ એ "કલા" નથી પણ "જીવન" છે.

વર્ષો પહેલાં "ફીઝીકલ કલચર" નામે અંગ્રેજી માસિકમાં તેના તંત્રી બર્નાર્ડ મેકફેડને લખેલું એક અતિ સુન્દર વાક્ય મેં વાંચેલું કે "To love and to de loved is divine" એટલે કે "આપણે કોઈકને ચાહીએ કે કોઈક આપણને ચાહે એ ભાવના દૈવી છે." હમણાં "ટેન કમાન્ડમેન્ટ્સ" નામે વિખ્યાત અંગ્રેજી બોલપટમાં એક ગ્રામ્ય

રમણીના મોંમાં મુકાયેલું એવું જ સુંદર વાક્ય મેં સાંભળ્યું કે "Love is not an 'art' with us, it is our 'life'." એટલે કે "અમારે માટે પ્રેમ એ 'કલા' નથી પણ 'જીવન' છે."

ઉપલાં બે સુન્દર વાક્યોએ મારા મનમાં જે કેટલાક વિચારો જન્માવ્યા તે અત્રે રજૂ કરીશ:

પ્રેમ એ 'સ્વયંભૂ' જ હોઈ શકે–પ્રયત્નથી જન્માવી શકાય નહિ: એ "સ્વયંભૂ" છે માટે જ "દૈવી" (Divine) છે. એ માનુષી હોવા છતાં માનુષી સ્તરથી કંઈક ઊંચે છે. સુન્દર વસ્તુ જોતાં આપણા મનમાં એ વસ્તુ પ્રત્યે કોઈ વાર "અનુરાગ" કે "આસક્તિ" જન્મે છે. આ "અનુરાગ" એ "પ્રેમ" નથી. "પ્રેમ" અને "અનુરાગ" વચ્ચેની સૂક્ષ્મ રેખા પારખવી અતિ કઠિન છે. પોતાને અંતરે જાગેલી ભાવના "પ્રેમ" છે કે "અનુરાગ" એનું પૃથક્કરણ તો જેને અંતરે એ ભાવના જન્મી હોય એ વ્યક્તિ જ સૌથી સારી રીતે કરી શકે.

પ્રેમ એ પવિત્ર "ભાવના" છે. એ "ભાવના"માં કોઈ ઉપભોગની, કોઈ પ્રાપ્તિની કે કોઈ બદલાની ભાવના ભળેલી હોવી જોઈએ નહિ. એમાં તો 'આપવાની' જ ઇચ્છા હોવી જોઈએ–'લેવાની' નહિ. અને એટલે જ પ્રેમ એ એક પ્રકારનો "ત્યાગ" છે. અને "ત્યાગ" છે એટલે જ એ અમાનુષી છે–"દૈવી" છે.

"અનુરાગ" અથવા "આસક્તિ"માં પણ કેટલીક વાર જાણે પ્રેમ હોય એવો ભાસ થાય છે. આવો આભાસ જ એ

કહેવાતા પ્રેમને "કલા" બનાવી મૂકે છે અને ભાતભાતની રીતભાતથી માનવી એ "કલા" વ્યક્ત કરવા મથે છે. પણ "પ્રેમ" એ વાસ્તવમાં કોઈ કલા નથી, એ તો છે પ્રાણે જાગતી એક પ્રકારની સ્વયંભૂ અને અતિ શુદ્ધ, ઉચ્ચ, પવિત્ર તથા ત્યાગમય ભાવના. એ તો છે અંતરે જન્મેલો કોઈ સ્વયંભૂ જીવનધબકાર, જે જીવન સાથે જ જોડાયેલો હોય છે. અને એટલે જ પ્રેમ એ "જીવન"-છે. સાચો ને ગહન પ્રેમ કોઈ વાર સર્વાંશે મૂંગો હોય છે અને શબ્દોથી પર હોય છે.

અને અંતરે જ્યારે "વાસના" જાગે છે ત્યારે તો એ કહેવાતો પ્રેમ "કલા" સુદ્ધાં પણ રહેતો નથી–એ એક ક્ષણિક "આવેગ" જ બની જાય છે! પ્રેમ જેટલો વિશુદ્ધ છે, વાસના એટલી જ મલીન છે.

આજે તો પ્રેમના નામ હેઠળ જ્યાત્યાં "પ્રેમની કલા" કે "વાસનાના તણખા" જ નજરે પડે છે. આજે તો નવલકથાઓમાં, નવલિકાઓમાં, નાટકોમાં અને બોલપટોમાં "પ્રેમ", "પ્રેમ" ને પ્રેમ જ નજરે ચઢે છે પણ એમાંનો મોટો ભાગ ખરી રીતે તો 'પ્રેમનો દેખાડો' જ હોય છે, કેમ કે સાચો પ્રેમ તો એટલો બધો સૂક્ષ્મ, શુદ્ધ અને પવિત્ર હોય છે કે તેને દેખાડો સંભવતો જ નથી કે તેમાં કોઈ ઉપજાવેલ કલાતત્ત્વને અવકાશ જ નથી!

અગ્નિ જેટલો પવિત્ર છે, ધરતી જેટલી પવિત્ર છે, વિશાળ વ્યોમ જેટલું પવિત્ર છે, પ્રકૃતિ જેટલી પવિત્ર છે,

પશ્ચાતાપનાં આંસુ જેટલાં પવિત્ર છે, માતા જેટલી પવિત્ર છે અને જગતનો પ્રકાશ પહેલી જ વાર જોનાર બાળક જેટલું પવિત્ર છે એથી યે વધારે પવિત્ર "સાચો પ્રેમ" છે. એટલા માટે જ કહ્યું છે કે "પ્રેમ એ પ્રભુ છે અને પ્રભુ એ પ્રેમ છે !"

### પહેલાં જવાબદારી, પછી જ હક્ક

માનવી પોતાનું સાચું મૂલ્યાંકન સમજતો થાય અને પોતાના જન્મસિદ્ધ અધિકારો માગતો થાય એ વ્યાજબી જ છે. આજના યુગનો માનવી હવે તો પોતાના અધિકારોની બાબતમાં સંપૂર્ણ જાગૃત થઈ ગયો છે. આજે તો કોઈ પણ એક દેશ, જાતિ, સમાજ કે વ્યક્તિ અન્ય દેશ, જાતિ, સમાજ કે વ્યક્તિના હક્કો ડૂબાડી કે દબાવી શકે નહિ એટલી જાગૃતિ માનવજાતમાં આવી છે ! પરિણામે કેટલીક વાર હક્કો માગવાની અને આપવાની બાબતમાં ઘર્ષણો પણ જન્મે છે.

પણ હક્ક માગનાર એ હક્કને લાયક જ હોય એવું પણ સદા હોતું નથી. હક્ક મેળવવાની લાયકાત ક્યારે પ્રાપ્ત થઇ લેખાય એ પ્રશ્નનો આપણે હવે તાત્ત્વિક વિચાર કરીએ:

હક્ક એ એક પ્રકારનો ભોગવટો છે. એ ભોગવટો માગવાની હક્ક માગનારમાં યોગ્યતા છે કે નહિ એ જ પ્રશ્ન હક્ક માગનાર ને હક્ક આપનાર ઉભય માટે મહત્ત્વનો છે. કોઈ પણ વ્યક્તિ કોઈ પણ પ્રકારનો હક્ક માગે એટલે

તેને એ મળવો જ જોઇએ એવો સિદ્ધાંત તો ન જ તારવી શકાય. હક્ક માગનારની એ હક્ક માટેની લાયકાત જ એની માગણીની યોગ્યાયોગ્યતાનો નિર્ણય કરી શકે.

હક્ક કે અધિકાર માગવાનો હક્ક તમને ત્યારે જ પ્રાપ્ત થાય છે, જ્યારે તમે તમારી "જવાબદારી" સમજતા થાઓ. સમજતા થાઓ એટલું જ નહિ પણ એ જવાબદારી યોગ્ય રીતે અદા પણ કરતા થાઓ. હક્કનો પાયો જ જવાબદારી છે. જવાબદારી એ બીજ છે, હક્ક એ બીજ વાવ્યા પછી ઊગી નીકળનારું વૃક્ષ છે.

જવાબદારી અને હક્ક વચ્ચેનો સંબંધ હવે એક સરળ દૃષ્ટાંતથી સ્પષ્ટ કરીશ :

ધારો કે એક મીલમજૂર કોઈ મીલમાં કામ કરે છે. એણે અમુક કલાક સુધી કામ આપીને બદલામાં અમુક પગાર અને અમુક હક્કો મેળવવાના હોય છે. બીજા શબ્દોમાં કહીએ તો એ મજૂરના શ્રમનો અને એ મીલમાલિક શેઠના ધનનો 'અદલોબદલો' થાય છે. મજૂર અમુક પ્રમાણમાં પોતાનો શ્રમ આપીને અમુક પ્રમાણમાં ધન મેળવે છે, જ્યારે શેઠ અમુક પ્રમાણમાં પોતાનું ધન આપીને અમુક પ્રમાણમાં કામ મેળવે છે. આ અદલાબદલાને ત્રાજવાની ઉપમા આપીએ તો એમ કહી શકાય કે એના એક પલ્લામાં ધન છે અને બીજા પલ્લામાં શ્રમ છે. ત્રાજવાનાં બેઉ પલ્લાં સરખાં રહે તો જ બેઉ પક્ષો પોતાની લેવડદેવડમાં પ્રામાણિક રહ્યા લેખાય. હવે મીલમજૂર કામચોરી કરે એટલે કે

પોતાની 'જવાબદારી' પૂરેપૂરી અદા ન કરે અને બદલામાં નક્કી થયેલો પગાર તેમ જ હક્કો મેળવે તો લેવડદેવડમાં એણે ઠગાઈ કરી કહેવાય. એ જ રીતે જો પગાર આપવામાં કે હક્કો આપવામાં શેઠ પણ દાનતચોરી દેખાડે તો તેણે પણ ઠગાઇ કરી કહેવાય.

આ પરથી ફલિત થાય છે કે જવાબદારી પૂરેપૂરી અદા કરનાર જ હક્કને લાયક છે. હક્ક માગવો એમાં કશું જ ખોટું નથી, પણ જવાબદારી પૂરેપૂરી અદા કર્યા વિના હક્ક માગવો એ જ ખોટું છે. જેમ રૂપિયો વટાવીને સો પૈસા મેળવી શકાય તેમ જવાબદારી વટાવીને બધા હક્કો મેળવી શકાય. પણ તમારી જવાબદારીનો એ સિક્કો ખોટો કે બોદો તો ન જ હોવો જોઇએ.

**જવાબદારી એ હક્કની જનેતા છે, માટે પહેલાં જવાબદારી અને પછી જ હક્ક.**

## "હિંસા"નો એક સૂક્ષ્મ પ્રકાર

લગભગ '૩૫-'૩૬ની આ વાત છે. કલકત્તાના ગુજરાતીઓએ ડૉ. પ્રફુલ્લચન્દ્ર ઘોષના પ્રમુખપદે ગાંધીજયંતિ ઉજવી હતી. હું એ સભામાં હાજર હતો. ડૉ. ઘોષ જેવા ગાંધીજીના ચુસ્ત અનુયાયીઓ ભારતભરમાંથી બહુ ઓછા મળી આવશે. બેઠી દડીના, છેક જ સરળ અને સાદા, પ્રભાવશાળી વ્યક્તિત્વ વિનાના પણ હૃદય અને બુદ્ધિની અખૂટ સંપત્તિ ધરાવતા તેમ જ પ્રખર સિદ્ધાંતવાદી ડૉ.

પ્રફુલ્લચંદ્ર ઘોષ મને એ સભામાં ખરેખર વંદનીય લાગ્યા હતા. પ્રમુખપદેથી ઉપસંહારમાં એમણે જે કહ્યું તેનો સારાંશ કંઈક આવો હતો: "તમારા ગુજરાતીઓનો મોટો ભાગ વેપારીઓનો છે એટલે ગાંધીજીના બધા સિદ્ધાંતો તમે ન પાળી શકો એ હું સમજી શકું છું. ગાંધીજીની સૂક્ષ્મતાને, એમના પવિત્રતમ જીવનને અને સિદ્ધાંતપાલનના એમના ચુસ્ત સિદ્ધાંતને તમારાથી ન જ આંબી શકાય. પણ જો તમે તમારી પેઢી કે દુકાનમાં કામ કરતા મધ્યમ વર્ગના સામાન્ય કારકૂનનાં સુખદુઃખ જાણવાની દરકાર રાખો અને તેમના પ્રત્યે સહાનુભૂતિ દર્શાવી તેમને તમારાથી શકય એટલી સહાય કરવાની તત્પરતા દાખવો તો તમે પણ સાચી રીતે 'અહિંસા'નું પાલન કર્યું છે, એમ હું કહીશ; કેમ કે આ પ્રકારની સક્રિય સહાનુભૂતિ એ પણ 'અહિંસા'નો જ એક સૂક્ષ્મ પ્રકાર છે."

ડૉ. પ્રફુલ્લચન્દ્ર ઘોષે એ વેળા કહેલી આ વાત આજ લગભગ ૩૮–૩૯ વર્ષ પછી પણ હું ભૂલી શકયો નથી અને જીવનભર ભૂલી શકીશ પણ નહિ. એમની એ વાત પરથી મને થોડાક વિચાર સ્ફૂરે છે તે અહીં લખું છું:

જેમ 'અહિંસા'નો એ સૂક્ષ્મ પ્રકાર એમણે કહ્યો તેમ 'હિંસા'નો ય કોઈ સૂક્ષ્મ પ્રકાર હશે ખરો ? શું કોઈને શારીરિક રીતે ઈજા પહોંચાડીએ ત્યારે જ 'હિંસા' કરી કહેવાય ? 'હિંસા'ના કોઈ માનસિક પ્રકારો પણ હશે ખરા ?

હવે તાત્ત્વિક રીતે આનો વિચાર કરીએ :

જેમ શારીરિક રીતે સામાને ઈજા પહોંચાડીએ તો એ શારીરિક 'હિંસા' થઈ લેખાય એ જ રીતે સામાના હૈયાને આપણે માનસિક આઘાત પહોંચાડવામાં કારણભૂત થઈએ તો એ પણ મારા નમ્ર મતે તો એક પ્રકારની સૂક્ષ્મ 'હિંસા' જ લેખાય.

થોડાંક દૃષ્ટાંતો : તમે કોઈને મળવાનો વાયદો આપ્યો હોય ને કશા જ કારણ વગર કેવળ તમારી બેદરકાર ટેવને કારણે જ તમે એ વાયદો પાળો નહિ, એ પણ એક પ્રકારની સૂક્ષ્મ નૈતિક 'હિંસા' જ છે. સામાની લાગણીનો રજમાત્ર વિચાર રાખ્યા વિના તમે તેના પ્રત્યે તમારી ધૂનમાં કે તમારા અહમ્‌માં ગમે તેવું વર્તન દાખવો એ પણ એક જાતની સૂક્ષ્મ 'હિંસા' જ છે. સામાના સમયનો વિચાર રાખ્યા વિના તમે નકામો સામાનો વખત બગાડો એ પણ એક સૂક્ષ્મ 'હિંસા' જ છે. આપણી ગમે તેવી ટેવોથી અને આપણા બિનજવાબદાર વર્તનથી આપણે જો આપણા પાડોશીને અગવડમાં મૂકીએ તો એ યે સૂક્ષ્મ 'હિંસા' જ છે.

તમારા દૈનિક જીવનમાં આવી અનેક સૂક્ષ્મ 'હિંસા'ઓ તમે જાણ્યે અજાણ્યે આચરતા હશો. એવી નૈતિક અને માનસિક હિંસાઓથી તમે સાવધ થઈ જાઓ ને એવી 'હિંસા' તમારા દૈનિક જીવનમાં નહિવત્ હોય ત્યારે જ તમારું જીવન સાચી રીતે ઉચ્ચ કોટિએ પહોંચેલું અને યોગ્યતાપૂર્વક ઘડાયેલું ગણાશે. અને ત્યારે જ તમે ગાંધીજીના ભારતના સાચા નાગરિક બન્યા લેખાશો.

## વિજયનું પ્રથમ સોપાન

વિજયને વિશ્વમાં સૌ આવકારે છે. વિજય મેળવવા કાજે માનવી ભગીરથ પ્રયાસો આદરે છે અને છેવટે પોતાના પુરુષાર્થથી વિજય મેળવી પણ શકે છે. પણ મોટા ભાગના માનવીઓ વિજયની સિદ્ધિને વર્યા પછી એ વિજયના પ્રથમ સોપાનને ભૂલી જ જાય છે! વિજયનું પ્રથમ સોપાન તો છે 'પરાજય'!

રાજવીઓના, સેનાપતિઓના, મુત્સદ્દીઓના, ઉદ્યોગપતિઓના, સાક્ષરોના, કલાકારોના અને "સ્કોલરો" ના જીવનઈતિહાસો તમે ઉકેલશો તો મોટે ભાગે તમને જણાશે કે એમના વિજયનું સૌપ્રથમ સોપાન તો 'પરાજય' જ હતું! એ સોપાન દ્વારા જ એ સૌ આગળ વધ્યા હતા અને છેવટે વિજયની કક્ષાએ પહોંચ્યા હતા. એમનો "પરાજય" જ એમને "વિજય" કાજે પ્રેરણા આપનાર બન્યો હતો! પરાજયથી પરાજય પામીને વિજયનો વિચાર ત્યાગી દે એવો દુર્બલતમ માનવી તો આ જગત માટે ભારરૂપ જ લેખાય, કેમ કે પરાજય એ તો એક 'પરિસ્થિતિ' જ માત્ર છે–સનાતન સત્ય નથી. 'પરિસ્થિતિ'ને તો પ્રયાસોથી સદા ય પલટાવી શકાય છે અને એવા પ્રયાસો જે ન કરે તેને જીવનમાં આગળ વધવાનો કે વિજયને વરવાનો કશો જ અધિકાર નથી.

વિજયનું ગર્ભબીજ તો "પરાજય" જ રોપે છે અને વિજયનો એ સાચો જન્મદાતા છે, એ વાત કદી ભૂલવી

ન જોઈએ. પરાજય પામનારને જ વિજયપંથે વિચરવાનો પરવાનો ("પાસપોર્ટ") મળે છે. વસ્તુતઃ તો પરાજય એ વિજય માટેનો એક પ્રકારનો ગૂઢ સંકેત જ છે. માનવીએ એ સંકેત સમજી લેવો જોઈએ અને હતાશાને અંખેરીને વિજયપંથે વિચરવા કાજે કટીબદ્ધ થવું જોઈએ

હોલીવૂડમાં મૂક ચિત્રોના જમાનામાં દિગ્દર્શક ડી. ડબલ્યૂ. ગ્રીફીથ પોતાના સમયનો સૌથી મહાન દિગ્દર્શક લેખાતો. એની પાસે એક વાર નોરમા શેરર નામે એક યુવતી ચલચિત્રોમાં કામ કરવાની ધારણાથી આવી. એનો "ટેસ્ટ" લીધા પછી દિગ્દર્શક ગ્રીફીથે કહ્યું: 'Go home. You are quite unfit for movies." (ઘેર જાઓ. ચલચિત્રોમાં કામ કરવાની તમારામાં લાયકાત જ નથી). એ જ યુવતી થોડાં વર્ષો પછી હોલીવૂડની આગેવાન નટી લેખાઈ અને 'રોમીઓ જ્યુલીએટ'ના અતિ વિખ્યાત ચિત્રપટમાં એણે જ્યુલીએટની ભૂમિકા ખૂબ જ સફળતાથી સજવી !'.

આપણા પત્રકારજગતમાં અત્યંત જાણીતા અને સાહસિક પત્રકાર સ્વર્ગસ્થ અમૃતલાલ શેઠ એક વેળા સૌરાષ્ટ્રના એક ગામડામાં અતિ સામાન્ય શિક્ષક જ હતા ! કોઈક સિદ્ધાંતની વાત આવતાં એમણે એ નોકરી છોડી. "મારું હવે શી - રીતે ચાલશે ?" એ વિચારે પ્રથમ તો થોડાક હતાશ પણું થયા. નોકરી છોડવા બદલ મનમાં પસ્તાયા પેણ ખરા. પણ એ પછી દૃઢ બનીને એમણે પ્રબળ પુરુષાર્થ

આદર્યો ને છેવટે એમણે પત્રકારજગતમાં કેવી સિદ્ધિ મેળવી તે આપણે સૌ જાણીએ છીએ.

આવાં તો અનેક દૃષ્ટાંતો મળી આવશે. જીવનમાં જેને કદી ય પરાજયનો સામનો ન કરવો પડ્યો હોય એવો માનવી તો આ જગતમાં તમને ભાગ્યે જ મળશે.

પરાજય આવે ત્યારે એને વિજયના શુભ સંકેત રૂપે હસતે મોએ વધાવજો! જીવનની એ પણ એક 'અનિવાર્ય' પરિસ્થિતિ છે એમ માની લેજો ને તમારા પરાજય પર હસતી દુનિયા પર તમે હસી નાખીને અંતરે અખંડ પુરુષાર્થની ભાવના ભરજો. અને પછી છેવટે વિજય તમારો જ છે!

### કાગળનાં ફૂલ

કાગળનાં ફૂલો યે કેવાં સુન્દર હોય છે! જોતાં જ આંખ એમના પર ચોંટી રહે છે. એના વિવિધ મોહક રંગો ચિત્તને ઘડીભર પ્રસન્નતાનો એક આછો સ્પર્શ આપી જાય છે. પણ ઘડી પછી વિચાર આવે છે: "અરે! આ તો બધાં 'કૃત્રિમ' ફૂલો છે. એમાં રંગ તો છે, પણ કુસુમના આત્મા સમી 'સુગંધ' ક્યાં છે? એમા દેહની ભભક છે. પણ આત્માની સાચી 'સુવાસ' નથી."

તમે માનશો? હું જ્યારે જ્યારે આજની કેળવણી વિશે અને એવી કેળવણી પામેલા આજનાં યુવક-યુવતીઓ વિશે વિચાર કરું છું ત્યારે મારે અંતરે આવી જ ભાવના જન્મે છે અને મને લાગે છે કે આજનાં યુવક-યુવતીઓમાં 'રંગ' છે, પણ આત્માની સાચી 'સુવાસ' નથી.

કેળવણીનો હેતુ આત્મવિકાસ જ હોઈ શકે. માનવીનો સર્વાંગી વિકાસ થાય તો જ તેની કેળવણી સંપૂર્ણ લેખાય. આત્મવિકાસ વિનાના વિકાસને 'સર્વાંગી' શી રીતે લેખી શકાય ? કેવળ અક્ષરજ્ઞાનમાં, કેવળ માહિતી–પ્રચૂરતામાં કે કેવળ દૃષ્ટિની વિશાળતામાં કેળવણી પૂરી થતી નથી. કેળવણીનું એ અંતિમ ધ્યેય પણ નથી. એ બધાં તો તમારાં સર્વાંગી વિકાસનાં 'સાધનો' માત્ર છે–સાધ્ય તો છે આત્મવિકાસશીલ ચારિત્ર્ય. માનવજીવનને જો આપણે કુસુમની ઉપમા આપીએ તો આ આત્મવિકાસ જ એ કુસુમની 'સુવાસ' છે. આત્મવિકાસશીલ ચારિત્ર્ય વિનાનું માનવજીવન સુગંધ વિનાનાં 'રંગીન' પણ 'કૃત્રિમ' કાગળનાં ફૂલ સરખું છે.

આજનાં યુવક–યુવતીઓમાં અક્ષરજ્ઞાન, માહિતી–પ્રાચૂર્ય, દૃષ્ટિની વિશાળતા, સુઘડતા, તરવરાટ, ગમે તે ભોગે આગળ વધવાની મહત્ત્વાકાંક્ષા વગેરે ગુણો જરૂર નજરે પડે છે. અમુક અંશે એ ગુણો આવશ્યક પણ છે. એનાં રંગો કાગળનાં ફૂલો સરખા સુન્દર છે. પણ આત્મ-વિકાસશીલ ચારિત્ર્યની સુવાસ સમાં વિનય, શિસ્ત, ત્યાગ અને ભારતીય સંસ્કૃતિ તથા સંસ્કારના ગુણો દુર્ભાગ્યે આજનાં યુવકયુવતીઓમાં બહુ જ ઓછા પ્રમાણમાં મળી આવે છે. સુખ વિશેની એમની વ્યાખ્યા એ સાચા સુખની નથી. 'કેરીઅર' વિશેના વિચારો એ સાચા વિચારો નથી. એક દૃષ્ટાંતથી સમજાવું. કોઈક બાપ પોતાનું સર્વ સુખ

ત્યાગીને, પોતાની સર્વ શક્તિઓ નીચોવીને પોતાના દીકરાને ભણાવે. એ દીકરો સારા ગુણ મેળવીને વિશ્વવિદ્યાલયની ઉપાધિ પામે. હવે તમે વિચારો કે એ બેમાંથી કોની 'કેરીઅર' ચઢિયાતી? તમે અને કદાચ દુનિયા પણ કહેશે કે 'કેરીઅર' તો દીકરાની જ ચઢિયાતી લેખાય (કેમ કે આપણે 'કેરીઅર'નો અર્થ જ એવા પ્રકારના 'અર્થ'માં ઘટાવીએ છીએ). પણ હું માનવા તૈયાર નથી. એ દીકરા કરતાં પણ એ બાપની 'કેરીઅર' અનેક ગણી ચઢિયાતી છે એમ હું માનું છું, કેમ કે તેણે કેળવણીના અંતિમ ધ્યેય સમો આત્મવિકાસ સાધીને, એ દ્વારા 'ત્યાગ'ની ભાવનાને જીવનમાં ઉતારી અને જાતે કષ્ટો વેઠીને પણ દીકરાને ભણાવ્યો. દીકરો કાગળના અતિ સુંદર અને રંગીન ફૂલ જેવો છે, બાપ વનવગડાના કોઈ સૌરભમય પુષ્પ સમો છે.

જો તમારામાં વિનય ન આવે, વડીલ માટે પૂજ્યભાવ ન આવે, સામાના 'ત્યાગ'ને માપવાની ને જાતે ત્યાગ આચરવાની વૃત્તિ ન વિકસી હોય, શિસ્ત ન હોય, તમારી પોતાની કહેવાય એવી સંસ્કૃતિ માટે આગ્રહ ન હોય તો માનજો કે તમારી કેળવણી અધૂરી જ છે. અને તમે દેખાવે તો કાગળના ફૂલ સરખા સુંદર છો. પણ તમારામાં સુવાસ નથી. **માનવીને સાચા અર્થમાં માનવી બનાવે એને જ 'સાચી કેળવણી' કહી શકાય.** તમારું મગજ તો ભરી દે, પણ તમારા આત્માને ખાલીખમ જ રાખે એને 'સાચી કેળવણી' શી રીતે કહી શકાય?

